"હું જાણું છઉં તારૂં મન છે, જાવા અતીતને ઘેર; ૮૦૫
કારજ તારે શું છે તેશું મુજને કહેની પેર?
શે અર્થે તું ત્યાંહાં પધારે? મુજને કહેની તેહ."
તોય સુભદ્રા મુખે નવ બોલે લજ્જા પામી જેહ.

કૃષ્ણે પણ અર્જુન સાથે નાશી જવાનો દર્શાવેલો સંકેત.

તે સમે વળી કૃષ્ણજી કહેઃ "બાઈ! એક કહું તે કરશે?
તે અતીતને જો તું વરે, તો કારજ તારૂં સરશે." ૮૧૦

હળવેશું બોલ્યાં સુભદ્રાઃ "ભ્રાત! કહ્યું તેં વારૂ,
ઇચ્છાવર તે વરવા અર્થે નિશ્ચે મન છે મારૂં.
પૃથ્વીપતિ અથવા અમર કો તે સંન્યાસી દીસે,
એ અતીતની સેવા કરવા મારૂં મન ઘણું હીસે."
એવાં વચન સુણી ભગિનીનાં બોલ્યા જગજીવનઃ ૮૧૫

"બેન! સાંભળો ન હોયે જોગી, તે તો છે અરજુન.
કુંતાનો સુત એ પારથ છે, પાંડુ રાય એનો તાત,
હસ્તીનાપુરનો છે એ રાજા, સત્ય જાણજો વાત.
એ અતીતને વરતાં બાઈ! બાધા કશી નવ થાય;
પણ એક બુદ્ધિ હું તુજને આપું, તે કરજે ઉપાય ૮૨૦

રેવતાચળ પર્વત છે ત્યાંહાં, ઉત્સવ કરવા કાજ
પ્રભાતે જાદવ સહુ જાશે, સજી સરવદે સાજ.

---

. ૮૦૪ વગી ફા. તાં. ૮૦૫ છઉં ફા. થઉં. ૮૦૬ તારે૦ ફા. તારૂં વેગે હોયે. ક કહેની પ્રા.કા. કહીયે ૮૦૮ બોલે ફા. બોલી. જેહ ફા. તેહ. ૮૦૯ તે૦ કાઃ 'તેણે સમે શ્રીકૃષ્ણ કહે.' ૮૧૦ કારજ પ્રા.કા. કાર્ય. ૮૧૧ ત. ફા. પ્રા. ત્યારે હળવેશું ભ્રાત૦ ફા. પ્રા.કાઃ "હા ભ્રાત એ કહ્યું તે વારૂ." ૮૧૨ પ્રા.કા. ઈચ્છાવરને; ફા. ઇચ્છાવર અતીતને વરવા નિશ્ચે—. ૮૧૩ અમર ત. સાં ૧. પ્રા.કા. તો દીસે. ૮૧૪. કરવા પ્રા.કાઃ "કરતાં." ૮૧૫ પ્રા.કા. ભગિની કેર બાધા૦ પ્રા.કા. બાધ કશો નવ થાયે. ૮૨૦ પ્રા.કા. કરજે ડું. ૮૨૧ ત્યાંહી

લોકનો પ્રશ્ન અને અર્જુનનો ઉત્તર

પ્રજા સરવેકો પૂછે ત્યાંય "કહો બાવાજી ! પધારો ક્યાંય ?" ૮૮૫
આવો સહુને કહે તે ઠામ, રૈવતાચલ ઉત્સવનું નામ.
"રૈવતાચલ પર્વતને પાસ, કહે છે ઉત્સવ થાશે રાસ.
(મેં) રાત્રે સાંભળ્યો સમાચાર, તે માટે જાણી તે ઠાર
મોડા જતાં નવ મળે ઠામ, માટે હવડાં કીધી હામ.
તમ આગળથો જાઈશ સહી પછી ઠામ જડશે શુભ નહીં" ૮૯૦
"આગળથી જઇને કરૂં આસન" (વળી) સેવક જાદવ વદે વચન
"રહો બાવાજી ! જઇશે સાથ, ઘટિકા ચાર પછી ત્યાં નાથ !
જે વારે લોક જાશે સમગ્ર, ત્યારે પ્રભુજી ! થાજો અગ્ર"
અવધૂત કહે હવડાં જવૂ, તે સ્થાનક જૈને જોવૂ નવૂ.
આજ્ઞા માગી અવધૂત જાય, પછી લોક સહુ સાંપ્રત થાય ૮૯૫

માર્ગમાં અર્જુને રોપેલો કુવો

પાધર ગઢ માર્ગમાં સહી, આવે કુવો ચોઢયો જઈ,
જ્યાં પ્રજાની જાત્રાની ગેરી, અતીત માર્ગ રહ્યો છે ઘેરી.
કલ્પના પારથ મન થાય હવે ક્યારે આવશે સુભદ્રાય !

---

ત અર્ક ૮૮૩ ત ફા સાચરે ૮૮૪ મઢીનૂ ફા પનકુટીનું ૮૮૫ પ્રા કા ફા સહુકો પ્રા કા પધારો છો, ફા જયો ૮૮૬ ત રૈવતાચલ પર્વત ઓઢવનૂં નામ, પ્રા કા રૈવતોત્સવનું લેતા નામ ૮૮૭ પાસ-પ્રા કા "ઠાર" રાશ-પ્રા કા. "સાર" ૮૮૮ પ્રા કા સમજ્યા જાણી-પ્રા.કા. "જાઉ છું" ૮૮૯-ત પ્રા કા ફા શુભ ઠામ માટે૦-પ્રા કા "માટે વહેલા જવાની હામ" ૮૯૦-તમ૦ પ્રા કા "તમે આગળ હું જાઉ સહી પ્રા કા આગળ જાઈશ ફા હું જાઉ જાશે પ્રા કા જડે ૮૯૧ જાદવ ફા. વદુ ૮૯૨ પ્રા કા ફા જઇશું ત પછી ૮૯૩ ત્યારે૦ ત કરે અતીત મે જવૂ અગ્ર, પ્રા-કા "જ્યારે અમો સર્વેકો જશું, ત્યારે પ્રભુજી સાથ તેડીશું." ૮૯૪ અવધૂત૦ પ્રા કા પ્રત ૧થી "કહે અતીત મે જે નહી વાત સ્થળ નવુ લેવું સાક્ષાત" ૮૯૬-આવે૦ પ્રા કા "બાવાજી ત્યાં બેઠા જઇ" ૮૯૭ પ્રા કા ફા તે ૮૯૯-જઇને૦ પ્રા-કા પ્રત ૧ થી-"જઇ રહ્યો પાડુનો તન"

માર્ગ વિષે દીઠા અર્જુન, જઈને રૂડો રહ્યો ગમન,
સમીરે પીંછી ફરહરે, બાવો ઊભા વિમાસણ કરે. ૯૦૦

વલણ.

કરે ઊભા વિમાસણ ઘણું, અંતરમાં વિચાર રે,
કહે વિપ્ર પ્રેમાનંદઃ સુભદ્રા ની અર્જુન જુવે છે વાટ રે.

---

## કડવું ૧૮ મું.

યાદવોનાં વસ્ત્રાભૂષણ અને વાહનો.

રાગ આશાવરી.

વૈશંપાયન ઊચરેઃ જનમેજય શ્રવણે ધરે.
જાદવ સામગ્રી કરે ઉત્સવ જાવા હરખ ભરે રે.

ચાલ.

હરખે ઉત્સવ જાવાને કરે જાદવ શણગાર, ૯૦૫
બાલ, યૌવન, વૃદ્ધ આદિ ધરે હરખ અપાર.
મલશુદ્ધિ સ્નાને કરી, તિલક અંગ ધરે સહુ કોય,
અંગે આભરણ શોભતાં, વસ્ત્ર સુંદર રહોય.

---

પ્રા.કા. ફા. રહ્યો છે. ૯૦૦ ત ફા. બાવોજી. ૯૦૨ કહે૦ પ્રા.કા. પ્રત ૧લી 'કવિ.' વિપ્ર પ્રેમાનંદે; ફા. ભટ વલ્લભ. કડવું અઢારમું ૯૦૩ ત. ત્યાં શ્રવણ. પ્રા.કા "રાય જનમેજય" ૯૦૪ જાવા પ્રા.કાઃ "જોવા." જાદવ ફા. રાજા. ફા. સહુ ઉત્સવે જાવા રે. ચાલ ફા. ઢાલ. ૯૦૫ હરખે૦—ફા. ઓછવે સહુ હરખે, જાદવ સજે સહુ શણગાર. હરખે પ્રા કા. "હર્ષશું". કરે પ્રા. કા. પ્રત ૨જી "ઘેર." ૯૦૬ ધરે૦— પ્રા.કાઃ "ઘેર ઘેર હર્ષ અપાર." છે. પણ એથી લીટી લાંબી થાય છે, અને સ્વીકૃત પાઠનો અન્વય સરળ છે. ૯૦૭ પ્રા.કાઃ "મલસ્નાન કરી અંગે પછી તિલક ધરે સહુ કોય." સ્નાને ફા. નાહી. ત. ધરે છે. ૯૦૮ આભરણ પ્રા.કા. આભૂષણ,

કબાય, દોતા, જામા, ઝીણુા, નીમાંકુર રાતી સાર,
પાઘડી પછેડી, ને પટકા, પામરી શ્રીકાર. ૯૧૦
બહુ રંગી બાંધ્યાં મોળિયાં, તિલક ભાલ વિશાળ,
તોરા કલગી કીનારી, તે દીસે ઝાકઝમાળ;
ગોશ પેચ બાંધ્યો પાઘડી, તે હેમમય ઉદ્યોત,
કાને કુંડળ ઝળકતાં ને લળકતાં મોતી જ્યોત,
બાજુબંધ ને બેરખા કોને, હેમમય પોંચી હાથ. ૯૧૫
વેલિયાં, વીંટી, છીપા કોને જડિત હીરા સાથ.
કડાં કોના કર વિષે છે હેમનાં નિરધાર,
સુવર્ણમય સાંકળી કંઠે મુક્તાફળના હાર,
માદળિયાં, તાવીત, કંઠી, કનકના શણગાર.
કટિબંધ બાંધ્યા રત્નમય જડિત નંગ અપાર. ૯૨૦
આભૂષણ પર વસ્ત્ર પહેર્યાં ઉલટ અંગ ન માય,
જેવાં જેને શોભતાં, તે ધરે તેવાં કાય,
ઉત્સવ જાવા સર્વકોને હરખ મનમાં ન માય.
વસ્ત્ર ભૂષણ અંગે પેહેરી સાંપ્રત થયા સરવ કેય,
રૈવતાચલ પર્વતે જાવા ઉમંગ સહુને ગન. ૯૨૫

ફા. સુંદર અંગે ફા. સર્વેને વસ્ત્ર સુંદર ત ફા. વસ્ત્રભૂષણ". ૯૦૯–પ્રા. કાઃ "કબાય ગારમા જામા ઝીણા નીમા ધારે સાર." પ્રા. કા પ્રત ૧ લીઃ–"કબાય કારમા જામા નીમા હીમરૂં શાંતિ સાર." ફા. નીમા ફરતી સાર. આ સર્વનો ખુલાસો અહીં નહીં કરતા ટીકામાં કર્યો છે ૯૧૦ પામરી૦ ત. "છે પામરી જોર" પણ તેનો અર્થ બરોબર નથી. ૯૧૧ બાંધ્યા પ્રા કા. બાધે વિશાળ પ્રા.કા. રસાળ. ૯૧૨ ત. તોરા કલગીરના. ત દીશતા ઝાંકઝમાલ. ૯૧૩ બાંધ્યો પ્રા કા. બાધે. ૯૧૬ છીપા પ્રા.કાઃ "છાપ". ૯૧૯ કંઠી પ્રા કા પ્રત ૨ લીઃ "ગાઠે". ફા કો-કોને. ૯૨૦ નંગ ત 'અંગ'. ૯૨૧–વસ્ત્ર પ્રા કા. "વસન". પેહેરી પ્રા.કા. પેરે; ફા. પેહેરા. ૯૨૨ શોભતાં ફા. શોભીએ. ધરે ફા ધરીઆ. ૯૨૩ હરખ૦–પ્રા કા ફા. "હર્ષ મનમા હોય". પ્રા કા. ની પ્રત ૨ લી મા આ પંક્તિ નથી. ૯૨૪ થયા૦ –પ્રા.કા. "થાય સહુ કોય". ૯૨૫ રૈવતાચળ૦ ત. "રૈવતાચળ પર્વત ઉપર".

આપ આપણા સેવકને કહે: સજ્જ કરો વાહન.
પછી વાહન સજ્જ કર્યાં, રથ, વહેલ, હય હિંસાર,
સુનેરી રૂપેરી તેને ધરાવે વેશ શણગાર.
છત્ર, ચામર, પતાકા, તે કરે સેવક તૈયાર,
સજ્જ કરી લાવે સ્વામી પામે, પ્રભુ થાય અસ્વાર. ૯૩૦
કો શણગાર હયને ધરાવે આપઆપણા જ્યાંહાં ઠામ,
અશ્વ આગળ ઉભા રાખે, કરે દંડ પ્રણામ.
(એમ) વાહન સહુકો સજ્જ કરીને લાવે સેવક જન,
પ્રણામ કરીને એમ કહે: "જઈ બેસીએ સ્વામિન !
શોભતા રથ શણગારિયા, ઘુઘરીનો રણકાર, ૯૩૫
જાજમ, તકિયા, ગલેચા, પાથરી કરતા તૈયાર.
વૃષભ શણગારી કરીને વહેલ વિષે તે જોડે,
માંહો માંહે સેવક કહે: "દોડાવશું પડયા હોડે."
વાહન શણગારી લાવિયા, આપ આપણા જ્યાં સ્વામ.
જેને વાહન છે નહી, તે પાળા જશે તે ઠામ. ૯૪૦

---

હય ૯૨૦—પ્રા.કા. મા "સહુકો થયા તૈયાર." મન ફા. હોએ મન. ૯૨૬—પ્રા કા. માં આ લીટી નથી. પરંતુ ૯૨૯ લીટીમા 'કરે સેવક તૈયાર,' એ વચન આ લીટીની અપેક્ષા રાખે છે ૯૨૭—પ્રા કા—"સજ્જ કર્યા વાહન કાજ રથ, જોઈ હય કરે હીંસાર." હય૦ ફા. નેહે હીંસાર. ૯૨૮ ફા. સોના ને રૂપા તણા. વેશ પ્રા.કા. માં નથી. ૯૨૯ તૈયાર ફા. સાર આ પંક્તિની પછી પ્રા કા.મા આ પંક્તિ છે: "રત્ન જડિત્રના છત્ર શોભે, મોતી ઝાલર સાર." પણ ત. ફા. મા નથી. ૯૩૦ થાએ ફા. થાઓ. ૯૩૧ પ્રા કા. આપ આપણે ઠામ. ૯૩૨ અશ્વ૦ ફા. આગળ લાવી કરે ઉભા. ૯૩૩ લાવે ફા. વદે ૯૩૪ પ્રણામ૦ ફા. સનમુખ લાવી એમ કેહે જઈ ફા. જી ૯૩૫ ફા. શણગારી કીધા. ત. શણગાર કીધા. ૯૩૫ રણકાર પ્રા.કા. ફા. "ઘમકાર". પ્રા. કા. પ્રત ૧લી: "શોભતા શણગાર કરી રથ, વખતે જોડી લાવ." આનો કાંઈ અર્થ બેસતો નથી. ૯૩૬—પ્રા.કા ની પ્રત ૧ લી મા આ પંક્તિ નથી. ફા. જલેચા. કરતા ફા. કરા તાં, પ્રા કા. કર્યા. ૯૩૭—વહેલ પ્રા. કા. "શકટ." પણ વહેલ શબ્દ સુંદર છે. ૯૩૮. પડયા—પ્રા. કા. ફા. "વાટમાં" દોડાવશું ફા.

વલણ.

જશો મર્યંકો ઉત્સવ કરવા, એમ પુરૂષો સામગ્રી કરે:
(હવે) સ્ત્રીઓ શણગાર સરવ કરશે, શ્રોતાજન વદો શ્રી હરિ રે.

---

## કડવું ૧૯ મું.

યાદવીઓના શણગાર અને ચેષ્ટાઓ.

રાગ મારુ.

સુંદરી સજે શણગાર, સહુ ઉત્સવ જાવા,
કો આભૂષણ પહેરે અંગ, કો બેઠી નહાવા.
કો ગૂંથાવે શીશ, કો મેંથો ભરતી; ૯૪૫
કો હાથ વિષે દર્પણ, કો તિલક કરતી,
છે મમી દાબડી હાથ, કો અંજન સારે;
કો પહેરે ઝડાં વસ્ત્ર, છે ભૂષણ ભારે.
ગોફણો રત્ન જડાવ, ભંમર લળકે છે;
ત્રિસેર્ય આ શીશ ફૂલ માથે ઝળકે છે. ૯૫૦
માળા મોતીનો હાર ઉર પર હળકે છે;

---

રોકાવ ૯૪૦ ત. જશે. ૯૪૨ ફા હવે જાદવ સ્ત્રીઓ--. કરશે ફા. સજે, પ્રા.કા. ધરે છે. ફા કર્યું શ્રોતાજન. વદો પ્રા.કા. કહો, ફા બોલ્યો. કડવું ઓગણીશમું. ૯૪૩ સજે ત. પ્રા કા. કરે. ૯૪૪ ફા. આભરણ. પહેરા. અગ ફા. અંગે, ત. અંગમાં. ૯૪૫ ત. કોય સેંથા. ૯૪૫-૯૪૬ પ્રા કા. ની પ્રત ૧ લાના આ બે પંક્તિ આમ છે:-" કો ગુંથાવે શીશ કો તિલક કરતી, મેંશ દાબડી હાથ, મદી કો આંજે નંયનાં સાર." ૯૪૭ છે ફા પ્રા કા. મદી ત. કો અંજન નયને સારે. પણ લીટીનું માપ વધે છે ૯૪૮ ફા. કોને પહેરે ફા. પહેર્યાં છે પ્રા. કા. કો ૯૪૯ ભંમર પ્રા. કા. "ભમરી" ઝળકે પ્રા.કા ફા. ઝગકે. ૯૫૦-૯૫૧ અહીંઆં પંક્તિઓના ક્રમમાં મૂળ પ્રત અને પ્રા.કા. માં ઉલટપુલટ છે. પણ પ્રા. કા. નો ક્રમ યોગ્ય હોવાથી સ્વીકાર્યો છે. ૯૫૦ ફા. માં આ પંક્તિ નથી. ૯૫૧ ફા મોરાં મોતી કેરો હાર.

જડાવ ચુડલો હાથ, કંકણ ખળકે છે.
તિલક ભમરી ને મોર ત્રોટી કાને છે;
દીસે અદ્ભુત રૂપ, રૂડે વાને છે.
કટિબંધ હેમ જડાવ ઝાંઝર પાગે છે. ૯૫૫
ઘૂઘરી શબ્દ ઝણકાર, સંગુર વાગે છે.
કલ્લાં, કાંબી, અણવટ, વીછૂઆ શોભે છે,
દેવાંગનાર્શા વૃંદ અમરમન લોભે છે.
નાનાં તિલક વિશાળ સુંદર ભાળે છે;
સામી રહી ઓઢે ચીર, સણગટ વાળે છે. ૯૬૦
કોના છૂટા અંબોડા વેણુ, દેવાને નેહેરી,
કટાક્ષ નેત્ર વિશાળ, કો જોતી ઘેરી.
માહો માંહે કહે નારઃ 'બાઈ! થાયો વેહેલાં;

---

ઊરપર ત ઊપર ૯૫૨ ત કાકણ. ૯૫૩ ફા ભમરના તિલક૦–પ્રા. કા પ્રત ૧ લીઃ "તિલકનો ભમરનો મોર" ૯૫૪ રૂડે પ્રા કા ગોરે ફા દીસે અદ્ભુત રૂડે વાન, શોભા માને છે ૯૫૫ ફા રણુકાર શબ્દ પ્રા કા 'સૂર'. ૯૫૭ ફા. વીંછિયા. શોભે છે પ્રા ગ મા 'સોહે છે" છે ૯૫૮ ત દેવાગનાના પ્રા કા "દેખી દેવાગનાશા અંગ, અમર મન મોહે છે" આ પાઠમા વૃંદને સ્થાને 'અંગ' છે પરંતુ 'વૃંદ' સમૂહવાચક હોઈને અનેક સ્ત્રીઓ દેવાગના જેવી છે, એવો ભાવ પ્રેરે છે, તેથી તે વિશેષ સુંદર છે ત અમરને. ફા ધરા શર વાગે ભુમણ, દેહ અતી ઓપે છે ૯૫૯ ફા નાના વિધ ૯૬૦ સામી૦–પ્રા કા. રા "સમીર ઉરાડે ચીર." સ્વીકૃત પાઠમા કંઈક નિર્લજ્જાનો ભાવ છે, તેમ સ્ત્રીઓ પરસ્પરની શરમ ન રાખતા આમ વસ્ત્ર ધારણ કરે એ સ્વાભાવિક છે ફા પ્રા ગ નો પાઠ પણ તેટલો જ સુંદર છે ૯૬૧ પ્રા.કા કોના છૂટા, ફા.કો છોડે દેવા ફા દેવાને. નેહરી ત નેહેરી છે પ્રા.કા "–"કો છોડે અંબોડા માહોમાય જોવાને હેરી" અંબોડા નહેરી દેવાને છોડે એ સ્વાભાવિક છે, અને નહિ કે પ્રા કા મા જેમ હેરી–અરૂપર જોવાને છોડે, એમ કહેલું છે તે, માટે કદાચ 'જોવાને હેરી' ને બદલે 'દેવા નહેરી' હોવુ જોઈએ ૯૬૨–કો૦ પ્રા ગ "જોતી કો મેરી" ત ઘેરી છે ૯૬૩ થાયો રા. થાઓ, પ્રા

ઉતાવળાં આપશે સાવ, જઈએ સૌથી નેહેનાં,
સહુ નાની મોટી નાર સામગ્રી કરતી. ૯૬૫

યથાયોગ્ય શણગાર, તે તેણ ધરતી,
લેઇ પૂજાના ઉપહાર, સ્ત્રી બાંધે છેડે,
માંહો માંહિ મારે હાક, સજની સખીને તેડે;
ચરણાં, ચોળી, ચોર, પહેરે સૌ બાળા,
રતન રાખડી ચોક, કંઠ વિષે માળા. ૯૭૦

સજે સોળ શણગાર, છે જોબન વેશે,
રથ, વહેલ, ને સુખપાલ, વાહને જઈ બેસે;
"કહો બાઈ ! કેટલી વાર !" પૂછે ઉલ્લાસે,
"કરો ઉતાવળ સહુ માય, અસુર ઘણું થાશે".

ઉત્સવમાં જવાની સુભદ્રાની ચાહ

તત્પર થઈ સહુ લોક, ઉત્સવ ભણી ચાલે, ૯૭૫
ઝરૂખે બેઠી નાર, સુભદ્રા ભાળે
એવૂં દેખી ઉતરી બાળ, આવી મા પાસે,
જનની પ્રત્યે વચન કુંવરી પ્રકાશે.
સુભદ્રા કહે " માત ! આજ ઉત્સવ થાશે;
પ્રાણી માત્ર સહુ કોય ત્યાં જોવા જાશે. ૯૮૦

કા. થા. વહેલા પ્રા કા. વહેલી ૯૬૪ પ્રા કા ઉતાવળી ત્યાં વ ત. ફા આ નથી
સૌથી ફા. પ્રા.કા સહુ ૯૬૫ સહુ ફા પ્રા કા બહુ ૯૬૬ ફા. નેહેના જથાજોગ.
૯૬૭ પૂજના પ્રા કા. 'પ્રજના' એ તે ભૂલ જ હશે. પ્રા કા પ્રત ૨ છે "પૂ-
જનાં ' અને તે સ્વાભાવિક છે ૯૬૮ સુજની પ્રા કા સખી, ફા સજન. ૯૬૯
ચીર૦ ફા ને વસ્ત્ર પેહરે સહુ બાળા, ત સહુ વસ્ત્ર પેહેરે છે ૯૭૦ વિષે પ્રા.કા
મોતી. ત માળા છે ૯૭૧ ફા પ્રા કા "એમ સજવા સોળ— ૯૭૪ ઘણું વ
ફા. પછે. ૯૭૫–થઈ ત 'થયા' ૯૭૭ ત ફા ઉતરીને માત. પ્રા કા. ફા આવી
૯૭૯ માત ફા સુણ માત ૯૮૦ સહુ ત પ્રજા સહે, ફા. પ્રજા સહુ પ્રા. કા –

(મારે) હું જાણું તેણે ઠાર" કહી ગાઢ જ લીધી.
માત વિના જાણે ન કોય કૃષ્ણે બુદ્ધિ દીધી.

વલણ.

કૃષ્ણશિક્ષા ન જાણે કોઈ, સુભદ્રા રાઢ લઈ રહી રે,
તેવે સમે પછે અંતઃપુરમાં સંકર્ષણ આવ્યા સહી રે.

---

## કડવું ૨૦ મું.

કૃષ્ણના પ્રપંચથી અજ્ઞાત બલરામનું સાંત્વન.

રાગ વેરાડી.

વૈશંપાયન કહેઃ સુણ રાય ! પછી શું કરે સુભદ્રાય ? ૯૮૫
આવી પુત્રી જ્યાં છે માત, ઉત્સવ જાવાની કહી વાત.
રઢ લેઈ રહી તેણે ઠામ, એવે ઘરમાં આવ્યા રામ.
સુભદ્રા દેખીને ભ્રાત, માત આગળ કરે આંસુપાત;
તીર્થ જાવાને આક્રંદ કરે, ભ્રાત ઊભા તે શ્રવણે ધરે.
હલધર એમ વિમાસે મનઃ "ભગિની કાં કરે આજ રૂદન ? ૯૯૦

---

"પ્રાણી માત્ર જનેતા ! ત્યાય જોવાને જશે." પ્રા કા પ્રત ૧ લી. "પ્રાણી માત્ર પ્રજા હોય ત્યાં જોવા જશે" ૯૮૧ ત ફા. પ્રા કા. એમ કહી. રાઢ જ પ્રા. કા. માં 'હઠ ઝે'. ૯૮૨ 'માત વિના' પ્રા. કા. પ્રત ૨જીઃ 'માત પિતા'. પણ અર્થસંગતિયુક્ત થતી નથી. તેમ દીકરીની વાતથી મા જાણીતી હોવી જ જોઈએ અને પિતા ન હોય એ જ સ્વાભાવિક છે ૯૮૨ ન ત. નવ. ફા. દીધી છે ૯૮૪ તેવે૦–પ્રા.કાઃ–"વિપ્ર પ્રેમાનંદ કહે." કડવું વીસમું ૯૮૫ સુણ–પ્રા કા. 'સુણો'. પછી૦–પ્રા.કાઃ "પછે કરતી શુ" ૯૮૭ તેણે૦ પ્રા કા. કુંવરી તે ઠામ ૯૮૮ ત. સુભદ્રાને. આંસુપાત ફા. વિલાપાત; પ્રા કા. અશ્રુપાત. ૯૮૯ ત. જાવા ફા. ઊભા. ૯૯૦ આજ પ્રા કા. મા નથી; કા ત. માં નથી. પ્રા.કા પ્રત ૧ લીઃ—"તીર્થ જાવા એ રૂદન કરે, ભ્રાત ઉભા તે શ્રવણે ધરે" પણ તેનો અર્થ બધબેસતો થતો નથી.

"જઈ માતાને પૂછીએ એહ, બેન આક્રંદ કરે છે જેહ".
પછી માતાને પૂછે બળદેવ, સન્મુખ પાસ જઈને એવ.
કહેઃ "માતા ! સુભદ્રા આજ રઢ લેઈ રૂવે કૂણ કાજ ?
ભગિનીને ઈચ્છા હોય જેહ, માતાજી ! મુજને કહો તેહ".
માતા વદેઃ "સાંભળ કુમાર ! આજ ઉત્સવનો દિન સાર. ૯૯૫
(ત્યાં) આણી માત્ર જશે સરવ જંન, (તે) માટે એનું જાવા મન,
તીરથ દર્શન કરવા સહી, કેઈ વારની રઢ લેઈ રહી.
ઉત્સવ સ્થાનકે એકલી, મેં કમ જાયે પુત્રી મોકલી ?
(તે) માટે કુંવર ! સુણ વાત, તમો જાઓ કો એની સાથ,
અથવા એક કહું ઉપાય, જો આવે તારા મન માંય. ૧૦૦૦
"શ્રીકૃષ્ણનો રથ છે જેહ, આણી અપાવો બાઈને તેહ,
સાથે દારૂક ખેડણહાર, બેસી જાયે તીરથ મોઝાર"
(ત્યારે) રામ કહેઃ "સાંભળો માત ! એ તો સરવે સહેલ છે ખાત."
ભગિની પ્રત્યે ભ્રાત એમ વદેઃ "ધીર મતિ રાખ તૂં રૂદે,
હવડાં હું જાઉ કૃષ્ણ કન, આણીને રથ આપૂં તને. ૧૦૦૫
તે ઉપર થઈ અસ્વાર, સુખે જાજે તીરથ મોઝાર.
રઢ મૂકી મનમાં સુખ ધરો, રથે બેસી ઉત્સવે સંચરો."
એવાં રામનાં સુણી વચન, સુભદ્રાનું હરખ્યૂં મન,

---

૯૯૧ પ્રા.કા. જઈ પૂછીએ પ્રા.કા. પૂછીએ આજ. છે જેહ પ્રા.કા. રો કાજ. ૯૯૨ એવ પ્રા.કા. તતખેવ. ૯૯૩ રૂવે ત. રૂદન કરે કૂણ પ્રા.કા. શે; ફા. શા. ૯૯૫ વદે પ્રા.કા. ફા.કહે. ત.કુમાર ફા. પ્રા.કા. કુમાર ત ફા ઉત્સવનો. દિન ત. દિનછે, પ્રા.કા. દિવસ ૯૯૬ સરવજન પ્રા.કા. પ્રત ૧૯ઃ આણે દિન માટે પ્રા.કા.ત્યાં. જાવા છે ૯૯૭ દર્શન ફા. યાત્રા. ૯૯૮ પ્રા.કા. ઉત્સવને પુત્રી મોકલી મા નથી ત. "ઉત્સવ સ્થાનકે એકલી ક્યમ જાય, કહો તે કરૂ ઉપાય." ૯૯૯ પ્રા.કા. સુણો. ૧૦૦૧ અપાવો-ફા આપો; પ્રા.કા. "આપવો" પણ વ્યાકરણના નિયમઅનુસાર 'અપાવો' પાઠ જોઈએ ૧૦૦૪ પ્રા.કા. તે વદે. ધીરજ પ્રા.કા. બાઈ ધીરજ રાખ્ય તુજ હદે, ફા બાઈ રૂદે. ૧૦૦૫ પ્રા.કા. કૃષ્ણની. ૧૦૦૬ જઓ ફા. જાજો થઈને ફા બેસો નિરધાર. ૧૦૦૭ ત ફા.

ભ્રાતવચન સુણી ઉલ્લાસેઃ " હવે કારજ મારૂં થાશે. "
હરખ ઉપન્યો મન મોઝાર, જાવા તીરથ વિષે નિરધાર. ૧૦૧૦

કૃષ્ણ પાસે બલરામની રથ માટે માગણી.

" ભગિની ! સજ થા " આજ્ઞા કરી, આવ્યા રામ છે જ્યાં હરિ.
જ્યેષ્ટ ભ્રાતને આવ્યા જાણી, ઊઠી ઊભા થયા સારંગપાણિ.
કૃષ્ણજીએ કર્યો પ્રણામ, કહોઃ " ભ્રાત ! આવ્યા કોણ કામ " ?
વદે રામઃ " ભગિની આપણી, રઢ લાગી છે તેને ઘણી,
ઉત્સવ તીરથ જાવા સહી, સુભદ્રાને મનસા થઈ. ૧૦૧૫
નરનારી જે નગરમાં હોય, જાશે ઉત્સવ કરવા સોય,
જાતાં દેખી બાઇને થશે મંન, ઘરમાં રહી તે કરે રૂદન.
માટે રથ તમારો જેહ, હૂં આવ્યો છઊં લેવા તેહ,
દારૂકને મોકલો સાથ, રથહાંકણી વિદ્યા જેને હાથ.
ઉત્સવ જઇને આવશે ફરી, કરો રથ લાવે જોતરી. ૧૦૨૦
આવી રામની વાણી સુણી, વળતા કૃષ્ણ વદે આફણીઃ

રથ સોંપવાથી ઉભા થનારા અનર્થની કૃષ્ણની શંકા.

શામળીઓ કહેઃ " સાંભળો ભ્રાત ! રથથી કાંઇ થાયે ઉતપાત.

---

સાંચરો ૧૦૦૯ હવે પ્રા.કા. હમણા હવે૦ ફા આવા કણે જાવા મન ધસે ૧૦૧૧ સજ થા ત. સાથે; પણ એ પાઠ અર્થહીન છે. ૧૦૧૨—જ્યેષ્ટ૦ પ્રા.કા. " જ્યેષ્ટ ભ્રાત આવ્યા ત્યાં જાણ " 'જાણી' વિશેષ ઉપયુક્ત છે. સારંગપાણિ૦—પ્રા.કા. " સારંગપાણ. " ૧૦૧૩ કર્યો ત કહો. ૧૦૧૪ વદે પ્રા.કા. " કહે " ૧૦૧૬ જે નગરમાં ત. જેના ઘરમા. જાશે૦—પ્રા.કાઃ " જાશે આજ ઉત્સવને સોય. " ૧૦૧૭ બાઇને પ્રા.કા બેનને ૧૦૧૮ છઊં પ્રા.કા.છું. ૧૦૧૯પ્રા.કા રથહાંકણવિદ્યા.ફા. છે જેહને. ૧૦૨૦ જો ફા સજ કરી ૧૦૨૨ ભ્રાત પ્રા.કા પ્રતમાં "વાત." ત.પ્ર.કા એ રથથી. થાયે ફા. થશે ૧૦૨૩ કોય૦ ત.પ્રા.કા ફા કહું ભાઇ કોય; પ્રા.કામા માત્ર કોય' નથી. અ-વર ફા. અંન. રથ બેસે. ત. અવર બેસે તો; પ્રા. કા. નાખે કોને ગર્તે જ 'હોય પ્રા.કા. ત. થાય. પરંતુ ઉપર લીધેલી પ્રા. કા. પ્રત ૧લીની પંક્તિ સરળ, અર્થ-

હું તેના સાંભળો કોય, રથ બેસે, કલ્યાણ જ હોય,
આળીગારો છે મારો રથ, લેઈ જાશો, થાશે અનરથ.
બેસે એણે રથે સુખદાય, (તો) નિશ્ચે હૈ વિઘ્ન જ થાય, ૧૦૨૫
તે માટે સુણો વડવીર (રથ) નહીં આપું " કહે શ્યામશરીર.

બલરામનો ક્રોધ અને કડવાં વેણ.

એવાં કૃષ્ણનાં સુણી વચન, ચઢયો ક્રોધ હલધરને મન.
ક્રોધવચને એમ બોલ્યા રામઃ "તારો રથ આવશે શેં કામ?
જન્મ લગી તારી એ ટેવ, વીસરી નથી અશ્વમેધ.
રાત્રિદિવસ તું સ્ત્રીમાં રમે, તારું બોલ્યું મુને નવ ગમે. ૧૦૩૦
ધૂર્તવિદ્યા તારી નિરધાર, તેનો કોઈ નહી પામે પાર.
મારી શિક્ષા થકી ભગવાન! હજી તુને ન આવી સાન!"
સુણી વચન હલધરનાં હરિ, વળી કૃષ્ણે વાણી ઊચરીઃ

કૃષ્ણે રથ તૈયાર કરી સોંપતા કરેલી ગૂચના.

" કાં રીસ કરો છો જ્ઞાન! તમને ન ઘટે એવી વાત.
મેં અન્ય કર્યો હોય જેહ, બાંધવ! ક્ષમા કરો મુજ તેહ. ૧૦૩૫
તમ આજ્ઞા કેમ ઉથાપું! હરડાં રથ અણાવી આપું.
મન માને તે બેસે સુખે, " એવું વચન કહ્યું શ્રીમુખે.
દારૂકને કહે શ્રીહરિઃ "રથ લાવ આંહીં સજ કરી."

---

જન્મ અને ભવિષ્યનું પરિણામ સૂચવનારી છે. હવે પછીનું પરિણામ જોતાં રથ ગ-ર્તમાં નાંખશે એમ કહેવું, એ યોગ્ય પણ લાગતું નથી. ૧૦૨૪ જાશો ફા. જાશો. વ. ફા. પ્ર. કા. પણ થાશે. ૧૦૨૫ ત. ફા. જો એમે. ૧૦૨૬ વ. ફા સુણ જો. નહી પ્રા.કા. ન. ૧૦૨૮ પ્રા કા. ક્રોધ વચન. ૧૦૨૯ તારી પ્રા.કા. પ્રત ૧લી તારી. એ ટેવ ફા. એહેવી ટેવ, પ્રા. કા. કુટેવ ત. પ્રા કા ફા. તુજને વીસરી. અશ્વમેધ પ્રા. કા. અશ્વમેધ. ૧૦૩૦–સ્ત્રીમાં "પ્રા કા પ્રત ૧ લી "સીમમાં." પણ કૃષ્ણ સામાન્ય રીતે સ્ત્રીલંપટ કહેવા[illegible]યાર્થ." "આ 'સીમ' પાઠ અયુક્ત છે. ૧૦૩૧ નહી ફા. પ્રા.કા. નવ. ૧૦[illegible]ારના', ૧૦૩૩ સુણી ત. સુણતાં વચન પ્રા. કા પ્રત ૧ લી "એવાં વચન.[illegible] ૧૦૩૪ કરો છો ત. કરો તમે. ૧૦૩૫ મુજ પ્રા.કા. સર્વ,[illegible]. ૧૦૩૬ પ્રા કા તમારી અણાવી ફા. આણીને ૧૦૩૭ બેસે ફા. બેસો, પ્રા.કા.

કૃષ્ણનું વાયક શીર ધરી, દારૂક લાવ્યો રથ જોતરી.
હેમ રત્નજડિત શણગાર, ચોગમ થઈ રહ્યો ઝાતકાર. ૧૦૪૦

દારૂકે આવી કીધો પ્રણામ: "રથ સાંપ્રત કીધો છે સ્વામ!"
જયમંગળ, હંસલો, રૂપધામ, જય વિજય જોડયા નામ.
જ્યેષ્ઠ ભ્રાતને આપ્યો સહી, વળતી વિઠ્ઠલે વાણી કહી:
"સુભદ્રાને કહેજો ગુણવાન! રથ ઉપર બેસે સાવધાન.
મને ઉપજે એવું મન માંય: "રખે વિઘ્ન કશું વાટે થાય." ૧૦૪૫
સુણી હલધર કહે: "ભાય! તારા રથને કો નહીં ખાય?
રહે બેસી, તું જાણે શ્ય? ઘણું ઘણું તને શું કહું ય?"

બલરામની સુભદ્રાને તૈયાર કરવાની વરધી.

એમ કહી રથ લાવ્યા દ્વાર, સુભદ્રાને કહ્યો સમાચાર.
બલભદ્ર ઘરમાં જઈ ભણે: "બેની! રથ આવ્યો બારણે;
હવે કાં લગાડો વાર, રથ ઉપર થાઓ અસ્વાર." ૧૦૫૦

વલણ.

"રથ ઉપર બેસો સુભદ્રા!" એમ બાંધવે વાણી કહી.
એ વચન શ્રવણે સાંભળી, ભગિની મન હસે સહી રે.



કેહેજો ૧૩૦૮ત.પ્રા.કા.'તીરથ.'૧૦૩૯—જોતરી–પ્રા મા.ત."સજ કરી." પરંતુ તેથી ઉપરની પંક્તિ સાથે એક તો પુનરૂક્તિ થાય છે, અને રથ જોતરવો એ વિશેષ સ્વાભાવિક છે. ૧૦૪૧ છે ફા. પ્રા કા. મે. ૧૦૪૨ ફા રૂપનાં ધામ. પ્રા.કા. જય મંગલય. જોડયા૦ પ્રા કા. જોટયા હરિ નામ; ફા. ઘોડા ચ[illegible] તેણે નામે, ૧૦૪૩ સહી પ્રા. કા. રથ સહી. વળતી–પ્રા કા. "વળી". ૧૦૪૪–ઋિરિ "બેસજો પછે." ૧૦૪૫ એહેવું ત. કેહેવું, થાય પ્રા.કા. "થાય ત્યાંય" કહ્યું ફા. કાંઈ. ૧૦૪૬ સુણી ત. ફા. પ્રા.કા. વચન સુણી. કો ફા. પ્રા.કા. કોઈ. ૧૦૪૮ પ્રા.કા. કહ્યા. ૧૦૫૦ પ્રા.કા. હાવાં. ૧૦૫૧ હરખે પ્રા.કા. હર્ષિત, ફા. હરખી. સહી ફા. ઘણી.

# કડવું ૨૧ મું.

## સુભદ્રાનો શરીરશૃંગાર.

### રાગ મારૂ.

કહે ઋષિ વૈશંપાયનઃ રે તું સુણ જનમેજય રાજન ! રે
બાંધવનાં સાંભળી વચન રે, સુભદ્રા થયાં પ્રસન્ન રે.
પછી ઊઠયાં તેણી વાર રે, મન મધ્યે હર્ષ અપાર રે. ૧૦૫૫
સજે સુભદ્રા શણગાર રે, તે જાવા તીરથ મોઝાર રે.
મસ્તકે ગ્રસેંથિયા શીશફુલ રે, છે સેથે ભાર અમૂલ્ય રે;
દામણી ચોટી જડાવ છે કાને રે દીસે સુભદ્રા રૂડે વાને રે.
છે તિલક ભાલ વિશાળ રે, છે કંઠે મણિની માળ રે;
મુક્તાફળનો પેહેર્યો હાર રે, અંગે થઈ રહ્યો ઉદ્યોતકાર રે. ૧૦૬૦
જડાવ ચૂડલો કર ચળકે રે, બેહુ હાથે સુંદર ઝળકે રે.
હેમ મુદ્રિકા અંગુલિ રે, શામા રમિણી અણુમૂની રે.
રત્નચોકની પોચી હાથે રે, ઊભી દાસી દર્પણ સાથે રે.
બાજુબંધ માળા મેલી રે, જ્વેર જડિતરેખા હવેલી રે.
હેમ આંકળીનો રૂદે હાર રે, કટિબંધ રત્નમય સાર રે. ૧૦૬૫

---

કડવું ૨૧ મું મારૂ પ્રા.કા. મારની દેશી, હા. મારૂણી ૧૦૫૫-મન૦ પ્રા.કા. "મન હરખે તે અપાર રે" ઉદ્યોતકાર-પ્રા.કા. "ઝાનાર" ૧૦૫૭ છે૦ હા. તેહેનું કો નવ જાણે મુલ રે; પ્રા.કા. છે સેથે ભાર અમૂલ્ય રે ૧૦૫૮ ચોટી પ્રા.કા. મેટી. ૧૦૫૯ છે ઘ. હામાં નથી ભાલ હા ભાલ રૂડે. ૫ કંઠે૦ હા. કંઠે માદળીઆં ને માલ રે ૧૦૬૦ પ્રા.કા.—ના પેહેર્યો. અંગે૦ ક માદ્દે જડીત નંગ અપાર રે. ૧૦૬૧ ચળકે હા. ખળકે પ્રા.કા. ચૂડૌ. ઉદ્દ૦ પ્રા.કા. ચતુરમય જગ ઝળકે રે. ૧૦૬૨ હા. માં આ પંક્તિ નથી ૧૦૬૩ વળી હાથે હા. ને પ્રા.કા. પ્રત ૧ લી: હેમ પોંચી. ૧૦૬૪ હા. બાજુબંધ મહુબધ આપ—. જ્વેર જડિત રેખા પ્રા.કા. હવેર પ્રગટે ૧૦૬૫ ૨ હાર હા. હેરા રે. હા. કટિબંધ તે રતન જડાવ રે ૧૦૬૧-૬૫ ના પાંચ પંક્તિ પ્રા.કા. હા. ની છ. ઘ. મા માત્ર ઠેને બદલે નીચેની બે જ પંક્તિ: "જડાવ ચૂ

પગે ઝાંઝરના ઝમકાર રે, અણુવટ લંગર ઘૂઘરી સાર રે.
ચરણાં ચોળી ધર્યાં શરીર રે, ઉપર પહેર્યું અમુલ્ય ચીર રે.
મગ નેત્ર નાસિકા કીર રે, ભૂકટી કમાન, નયણાં તીર રે.
છે અધરરંગ પ્રવાળી રે, ચળકે મુક્તાફળની વાળી રે.
મુખકમલ સુભદ્રાનું ઝળકે રે જાણે ચન્દ્રબિંબશું ચળકે રે. ૧૦૭૦
મદહસ્તી કર શુંડાકાર રે, વેણી જેવો વિષધર માર રે!
ઉદર પોયણપત્ર સમાન રે, અદ્ભુત સુંદર રૂપ નિધાન રે
મુખ મહેકે છે બીડાં પાન રે, મધુર સ્વર સુધા સમાન રે
સુણી કંઠ કોકીલા હારે રે, સુણી સ્વર મન વાત વિચારે રે.
રૂપે રંભા દેવાંગના માન મૂકે રે, તેથી તાપસ તપ થકી ચૂકે રે. ૧૦૭૫
બન્ને નયન મધુકર ચાલે રે, જાણે મીન ખંજન પડિયા જાળ રે!
સજ્યા સોળ શણગાર બાલા રે, ગજગામિની, ચાલ મરાલા રે;
રૂપે માનુનીનું મન મોહે રે, પછી દર્પણમાં મુખ જોય રે

---

ચળકે રે, રત્નચોકની પોચી ખળકે રે, આંગળીએ હેમ વીંટી વેઢા રે, ઝળકે રાજરેખા હથેલી રે." પ્રા. કા. ફા. ની લીટીઓમા વર્ણનવિશેષ આવશ્યક હોવાથી તેમ ચાર પ્રતિઓમા તે હોવાથી, તે સ્વીકારેલી છે. ૧૦૬૬ સ૦ પ્ર૦ ।. મા "ઘમકાર." અણુવટ૦ ફા. તેનો શબ્દ ઉડે રણકાર રે ૧૦૬૭ ધર્યા ત પરી પેહેર્યું ત. ફા પેહેર્યો ૧૦૬૮ કમાન ફા કામણ ૧૦૬૯ પ્રવાળી પ્રા ।. "પ્રવાળ." વાળી૦ પ્રા.કા: "મુક્તાફળની માળ રે" પરંતુ અધર ઉપર નાકની વાળી. મોતીની વાળી વધુ શોભે અને એ જ સ્વાભાવિક છે ૧૦૭૦-ચન્દ્રબિંબશું પ્રા.કા. "ચન્દ્રબિંબ તે." ૧૦૭૫ ત મા આ કડી આમ છે "રૂપે રંભા દેવાંગનાનાં માન મુકાવે રે; તાપસ તપથી ચુકાવે રે." ૧૦૭૧ કર ત ફા મા નથી. વિષધર ફા. વિશ્વાધાર ૧૦૭૩ મુખ૦ ફા મા આ પાઠ છે નહીં ૧૦૭૪ સુણી૦ ફા. સુણી કોકીલા મૂકે માન રે સ્વર ત. ઇશ્વર. સુણી સ્વર૦ ફા. મા આ પદ નથી; પણ નીચેની પંક્તિ છે: "શોભે કપોત જેવી ગ્રીવા રે, અબલા અતીશે સુંદર કાએ રે." ૧૦૭૫ મૂકે ત. ચૂકાવે. તેથી૦ ફા રૂપે સદસ્ર અઠયાશી ચુકે રે; ત મા આ કડી પડતી છે. બાળે ત. ફા. બાળે. ૧૦૭૬ સજ્યા૦ ફા. મા આ પંક્તિ નથી શણગાર પ્રા.કા: "શૃંગાર અંગે બહુ રે" ૧૦૭૮ મોહે ત. "મોહ્યુ" જોય-ત.

મુખ જોઈ, પામી ઉલ્લાસ રે, આવી માતાજીની પાસ રે,
જઈને પુત્રી પાગે લાગી રે, જાવા ઉત્સવ આજ્ઞા માગી રે. ૧૦૮૦

જોઈ માતા હરખી મંન રે, બોલી સુભદ્રાશું વચન રે:
"જઈ વહેલાં આવજો બાઈ રે!" તે સાંભળે બળિભદ્ર ભાઈ રે.

સુભદ્રા ને બલરામની શિખ.

ત્યારે હલધર બોલ્યા ભ્રાત રે. "બાઈ! સુભદ્રા! સુણો વાત રે,
હું શિક્ષા દીઉં છઉં તમને રે, ભ્રાત કૃષ્ણે વાર્યા છે અમને રે;
હણું આણીવારે મારો રથ રે, એથી થાશે કાંઈ અનરથ રે ૧૦૮૫
મુને એમ કહ્યું ભગવાન રે, માટે વાટે રહેજો સાવધાન રે."

દારૂ ને બલરામની સૂચના.

(પછી) દારૂકને દીધી શિક્ષાય રે "રખે રથને વિઘ્ન કશું થાય રે;!
મારે રથ વિષે નિરધાર રે, તૂ બેસજે થઈ હુંશીયાર રે."
(પછી) રામ પ્રત્યે કહે જનાર રે: "પ્રભુ! શું મ્હેં વાગીવાર રે!
દ હાંકું છઉં નિત્યે એહ રે, જાણું હાંકી રથવિદ્યા જેહ રે. ૧૦૯૦

---

"જો." ૧૦૭૯ ઉલ્લાસ ક્ર૦ હકાર ક્ર૦ આવી માતા પાસે તેણી વાર રે ૧૦૮૧ પ્રા૦ ગ્ર૦ હરખ્યા ૧૦૮૨ તે સાંભળે૦ પ્રા૦ ગ્ર૦—' તમને કહે મ્હોટા બલભદ્ર ભાઈ રે " ૯ ' તમારા બહુ બલભદ્ર ભાઈ રે " પરંતુ ફૂ૦ ને પ્રા૦ ગ્ર૦ પ્ર૦ ૧લી નો રથીઆરીઓ પાઠ બલરામની હાજરી સૂચવે છે, અને પછી તે (બલરામ) બોલે છે તેથી વધુ સુંદર છે ૧૦૮૪ ક્ર૦ પ્રા૦ ગ્ર૦ હેઠ પ્રા૦ ગ્ર૦ હું ૧૦૮૫ એથી૦ પ્રા૦ ગ્ર૦ થાશે કાંઈ ને કાંઈ ૧૦૮૭ રખે૦ ક્ર૦ બળિભદ્ર બોલ્યા પછી એમ રે ૧૦૮૮ મારે ફૂ૦ રોમે પ્રા૦ ગ્ર૦ મું છું હું૦ ત૦ પ્રા૦ ગ્ર૦ તુ રહે જે ખબરદાર રે. આની પછી ક્ર૦ ને પ્રા૦ ગ્ર૦ માં આ પંક્તિ વધુ છે—" રખે હાંને રને માર્ગ મોઝાર રે, તુ બેસજે થઈ હુંશીયાર રે " પ્રા૦ ગ્ર૦ પ્ર૦ ૨ જાનો પાઠ૦ સંસ્કૃત પાઠ સાથે સમત છે ૧૦૮૯ જનાર ત૦ જે ત્યાર રામ૦ ક્ર૦ રુક્મી વચન વદે જનેતાએ રે પ્રભુ ફૂ૦ રામ વડું મ્હેં ફૂ૦ કદીએ ૧૦૯૦ પ્રા૦ ગ્ર૦ ક્ર૦ રથની વિદ્યા. હું૦ હાંકું પ્રા૦ ગ્ર૦ "હું કહું". પણ તે વચન અયોગ્ય છે ભાવ દારૂક બોલવાને કહે કે હું એનો

ઘણું ઘણું શું કહું સ્વામ રે!" ઘરમાં આવ્યા રામ રે;
સુભદ્રાને કહ્યા સમાચાર રે, સુણી ભગિની આવ્યાં બહાર રે.

વલણ.

બહાર પધાર્યાં પ્રેમદા રથ ઉપર બેઠાં જઈ રે,
દારૂકે રથ રાશ ઝાલી, પછી હય હાંકયા સહી રે.



## કડવું ૨૨ મું

સુભદ્રાનો શુભ શુકનોથી આનંદ.

રાગ રામગ્રી.

વૈશંપાયન કહેઃ સુણ રાયજી! સુભદ્રા રથે બેસી ઉત્તાવ જાયજી; ૧૦૯૫
માર્ગે થાયે શુભ શુકનજી, જોઈને બાળા હરખે મનજી.

ચાલ.

મન માંહી હરખે સુભદ્રા, ને થાયે શુભ શુકન.
કુમારિકા સામી મળી છે, પુરણ વદન પ્રસન્ન.
સૌભાગ્યવતી સ્ત્રી જળ ભરીને, મળી માર્ગ સુંદર,
નેત્ર અંજન, તિલક ભારે, સજ્યા અંગે મેળ શૃંગાર. ૧૧૦૦
શુભ શુકન દેખી સુભદ્રા વિચારે કેં મનઃ
"અર્થ થાશે સદી મારો, મળે મારગે અર્જુન."
અતિ આનંદે સાસરે જાતી મળી સુંદર નાર,
સુભદ્રા મનમાં હરખ પામી, કરે સ્તુતિ કિરતાર.
વળી સામી વત્સ સહિત એક મળી કપિલા ગાય. ૧૧૦૫

---

નિત્યનો હાંકનાર છું, એ સ્વાભાવિક છે. ૧૦૯૨ કહું ફા. કહીએ, કડવું બાવીસમું. ૧૦૯૬ બાળા ત. અબળા. ચાલ. પ્રા. કા. માં હાલ છે. ૧૧૦૦ સજ્યા૦ પ્રા.કા: "અંગ સજ્યા શૃંગાર." ૧૧૦૫ કે પ્રા.કા "છે;" ફા. રહી, ૧૧૦૨ સદી પ્રા. કા. "સદ્ય." કા. માર્ગમાં. ૧૧૦૩-૪ આ બે પંક્તિઓ પ્રા.કા. ફા. નથી.

શુકન વંદે સુભદ્રાને ઉદ્વર્ અંગ ન માય.
સારથી શ્રીકૃષ્ણજીનો દારૂક જે કહેવાય,
રાશ ઝાલી તેહ બેઠો, ને રથ વિષે સુભદ્રાય.

વાહનો હાંકવામાં યાદવોની હોડ.

રથ વાયુવેગે ચાલતો, ઘુઘરીનો ઘમકાર,
ટચકા શું હય દોડ મૂકે, જાય મારગ મોઝાર. ૧૧૧૦
ગામને ગોંદરે રથ આવિયો નિરધાર,
આગળ પાછળ મરત જાદવ મળ્યા તેણી વાર,
સુખપાળ, મેમળ, ને રથ, કો હય વિષે છે સ્વાર,
નવનવી પાઘડી, વાઘા, શોભના સરવે શૃંગાર,
સરખે સરખાં વાહન હોયે તે સરવ રાખે જોડ. ૧૧૧૫
પાધર ગઢ માર્ગ દેખી, દોડાવે છે હોડ.
હય, રથ, વાહન, વેહલા ઘણા દોડાવે મહુ વાદ.
માહોમાહે રસિયા ઘણા હોકારાના કરે સાદ,
ઘુઘર ઘટા ઘમઘમે રૂપમ હયને કોટ,
રાશ ગ્રહી ટચકારે કર્તા મૂકે માર્ગે દોટ. ૧૧૨૦
કો પાળા ચાલ, માર્ગમાં દેડવે વાહન,
પાધર ગઢ મારગ દેખી હરખ પામે મન.
વિરાળ ભૂમ દેખા કરી ને મનમાં હરખ અપાર.

---

૧૧૦૮ ચમકાર [illegible] ૧૧૧૦ [illegible] ટચકારશું ૧૧૧૧ પ્રા. ક. ગોંદરે
રથ [illegible] આવિયો [illegible] ૧૧૧૩ [illegible] અસવાર
૧૧૧૪ [illegible] સરવે શૃંગાર ૧૧૧૫ [illegible] ૧૧૧૭ [illegible]
[illegible] "વાદ" [illegible]
[illegible] ૧૧૧૮ [illegible] ૧૧૧૯-૧૧૨૦ [illegible]
[illegible] ૧૧૨૨ [illegible]

અનમેનડા કુંવર જાદવના દ્રોડાવે હય સાર;
શબ્દશ્રૂ તે મારગ ચાલે, આગળ પાછળ થાય ૧૧૨૫
રૈનાચળ પર્વત સન્મુખ ઉત્સવે મહુ જાય,
કો હય વિશેષથી પડે હેઠા, ફરી થાયે અસ્વાર,
મારે ચામકા અશ્વને દોડતાં માર્ગ મોઝાર

બાવાને વાહનનુ નિમંત્રણ અને તેનો ઉડતો ઉત્તર

બાવાજીની આગળથી સહુ જાયે જાદવ સાથ,
અતીતને સહુ તેડતા "હજી ઊભા કાં રહ્યા નાથ?" ૧૧૩૦
(ત્યારે) બાવોજી કહે સર્વને "તમો આગળથી જાઓ ત્યાંહ,
હું આવુ છુ પાછળ થકો, મુજ સાથ છે પુર માંહ"
પછી સુભદ્રાનો રથ આવ્યો બાવાજીને પાસ;
દૂર થકી દેખો પારથ મનમા પામિયા ઉલ્લાસ

સુભદ્રાની દારૂકને રથથી ઉતારવાની યુક્તિ

સુભદ્રા અર્જુનને દેખી કરે મન વિચાર ૧૧૩૫
"આ દારૂક બેઠો રથ ઉપર, કરૂ કવણ પ્રકાર?
કેમ ઊતરે એ ભૂમિ વિષે?" મન વિચરે નાર
"જો ઊતરે તો કારજ મરૂ સહિ પમે આગ"

---

૭ ' ૧૧૨૪ પ્ર ા અહમેતા જા વના કુંવર ૧૧૨૫ શબ્દશૂ ફા સ વાહશૂ, પ્રા કા ' સ્વારશુ પણ ઉત્તમ ઘોડા શબ્દથી જ ચેતના હોવાથી તેઓ શબ્દ બોધમા શૂગ છે, એમ જણાવ રિ પાઠ વિશેષ યોગ્ય છે ૧૧૨૫ ૨૬—આ કડી પ્રા કા મા ૧૧૨૭–૨૮–કડી પછી આવે છે. ૧૧૨૬ પ્રા કા – ' રૈવતાચળ સન્મુખ ઉસવ સર્વ તે ત્યાં જાય ' ઉત્સવે૦ ફા સહુ ચોછવ કરવા જાયે સહુ ત મા નથી થાય પ્ર કા ' ઊગ લઇ યાર ' ૧૧૨૮ ફા દ્રોડાવે ૧૧૩૦ હજી ત હાજી ૧૧૩૧ જાઓ ફા જાયે, પ્રા કા જાવ ફા ઊભા કા રહ્યુ નાથ ૧૧૩૩ ફા પ્રા કા બાવાજીની. ૧૧૩૪ ત પારથ, ફા પામીઓ ૧૧૩૫ કરે ત "કર્યો" પણ તેનો કર્તા સુભદ્રા ત્રીજી વિભક્તિમા નહિ હોવાથી તે વ્યાકરણવિરુદ્ધ અને અશુ-ભ્ર છે ૧૧૩૬ વિચારે ફા ત. ' વિચારે છે ', પ્રા કા વિમાસે ૧૧૩૮ ત જો દારૂકને ઉતારૂ

તત્કાળ ઊનાગી નેપૂર નાંખ્યૂં મારગ માંહ્ય,
(પછી) દારૂક પ્રત્યે સુભદ્રાજી વચન બોલ્યાં ત્યાંય 1140

કૃષ્ણનું નેપૂર લાવવાની દારૂકને આજ્ઞા

" રાખ રાખ ! હો ! દારૂક ! રથ, હવાં ગો કરૂ પ્રકાર ?
નેપૂર માતા પાયનૂ તે પડયૂ હો ! નિરધાર
ઓ ! પેલૂં પડયૂ છે, લાવ ! ઝટ તૂં, જઈ તેની પાસ,
તૂં આવશે ત્યાં સુધી, હૂં અહીંયા હયની રાસ."
એવૂ સાંભળી તેણે સમે દારૂક વિચારે મન 1145

દારૂકની વિમાસણ અને યોગની ચિંતા

" હૂ રથ સ્થકી જો ઊતરૂ, તો થાયે કાંઈ વિઘ્ન ?
રખે સુભદ્રા સહિત રથ અશ્વ ઊડયા જાય !
કદાચિત માર્ગે ઢળે, તો કરૂં કવણુ ઉપાય ?
પડે વાગે સુભદ્રાને તો મુજને મારે ગદ
હૂ ઊતરૂં કેમ રથથી ?" એમ કરે મન વિચાર 1150

સુભદ્રાના તિરસ્કારવચન અને ધમકી

તેણે સમે ત્યાં જોસ્તારથૂ વળી વદે સુભદ્રાય
"અરે મૂરખ ! લાવ નેપૂર, ઊટૂં પડે, રથ જાય.

---

ટો—.1139 માંહ્ય ત ક્રા "મે ઝાર' નેપૂર ત નેકૂર પગનૂ. પ્રા કા પ્રત ર ૭ 'નેપૂર કન્યા હતાગી કન્યા" 1140 ત્યાંય ત 'ત્યાર' 1144-રાખ૦ પ્રા કા ક્રા "હા હા દારૂક રાખ્ય રથ" ત રાખ રથ 1142 પડ્યૂ૦ પ્રા કા ક્રા "પડ્યુ મારગ મોઝાર" સ્વીકૃત પાઠમા ટકા ગની નાખનારો ભાવ ઠીક છે. 1143 ઓ૦-પ્રા કા° "ઓ પડયુ છે જા લાવ ઝટ તું" 1148 આવશે પ્રા કા "આવીશ." ત્યા ક્રા ટે વાર ગટીર-પ્રા કા. "અહી રાખીશ", ક્રા નહું 1145 વિચારે ત. વિમાસે 1147 રથ ક્રા એ ઊડશ પ્રા કા ઉડયા 1148 ત કેમણ ક્રા કવણ 1150 રથથી ક્રા બુગી વીખે. માર્ગે પ્રા કા ક્રા "માગે" 1151 તેણે૦-પ્રા. કા. "તેણે સમે બોલે ત્યાંય વળી સુભદ્રાય' સ્વીકૃત પાઠ વધુ

કદાચિત જો દેખશે તો લેશે નેપૂર કોય;
નેપૂર વિના કેમ તીરથ જાઉં ! મન વિમાસી તું જોય."
એવૂં સૂણી દારૂક કહે: "બાઈ ! સાંભળો મુજ વાત; ૧૧૫૫

"કદાચિત હૂં ઊતરૂં તો અશ્વ કરે ઉતપાત,
હૂં જાણૂં છઉં ગતિ હયની, શ્રીકૃષ્ણના છે એહ;
મુજ વિના કોને હાથ ન રહે, તેમાં નહીં સંદેહ.
પાછળથી કોઈ આવશે, લાવશે નેપૂર તેહ,
આપણૂં નેપૂર કોણ રાખે ! વિચારો મન એહ." ૧૧૬૦

એવી વાણી સાંભળી કહે સુભદ્રા ત્યાંય:
"અરે ! દુષ્ટ ! પાપી ! ફરી ફરી મુખ શું વદે છે ત્યાંય ?
લાવ નેપૂર માહરૂં, જે પડ્યૂં માર્ગ મોઝાર.
જો ન લાવે તો ભ્રાતને હૂં કહી મરાવૂં ઠાર."
એવૂં સાંભળી દારૂક તે મન માંહી પામ્યો ત્રાસ, ૧૧૬૫
સુભદ્રાના કર વિષે તતકાળ આપી રાશ.

દારૂકનું હેઠું ઊતરવું અને સુભદ્રાનું ઘોડાને દોડાવવું.

રથથી ફર્યો દારૂક એવી બોલ્યો વાણીઃ
"સાવધ થઇ રથ રાખજો રખે હય જાય તાણી"
એવૂં કહીને આવ્યો દારૂક જાંજર પડ્યૂં જે ઠાર,

---

કદજ છે. ૧૧૫૬ તો. પ્રા.કા. ને ૧૧૫૭ હયની ફા. એહની છે એહ ફા. હય જેહ. ૬૦—"હું જાણું છું ગતિ એહની શ્રીકૃષ્ણનો રથ એહ." રથ કૃષ્ણનો છે, એમાં કાંઇ જાણવા જેવું નથી પણ ઘોડા—કૃષ્ણના હોઈ તે વિશેષ લક્ષણવાળા છે, એ જ જણાવવું જરૂરી છે. ૧૧૫૯ તેહ ફા. તાંહે. એહ ફા. માંહે. ૧૧૬૨ ત. મુખે. ૧૧૬૪ હું પ્રા.કા. ફા. માં નથી. ૧૧૬૫ સાંભળી પ્રા.કા. સુણતાં. ફા. સુણીને. દારૂક પ્રા.કા. દારૂકને. પામ્યો ફા. સબળ પામ્યો, પ્રા.કા. ઉપન્યો. ૧૧૬૭ પ્રા.કા. રથ વિષેથી. એવો ત. માં નથી. ૧૧૬૮ તાણી પ્રા.કા. રથ તાણી. ૧૧૬૯ જાંજર

તેણે સમે પછી સુભદ્રાયે હયને કર્યો ટચકાર. ૧૧૭૦
ચાબુક ચારે હયને મારી, દોડાવ્યા તેણી વાર;
દોડતો રથ દેખી દારૂક, પાછળ કરે પોકાર.
નેપુર લઈને દોડિયો મારે સુભદ્રાને હાક:
"અરે ! તું બળ કરી એહ હયને, દોડતો રથ રાખ."
દારૂક પ્રત્યે કેહે સુભદ્રા: "એ કૃષ્ણના હય જેહ; ૧૧૭૫
જેહ સમ્યક્ પ્રકારે તાણું છઉં, પણ નથી રેહેતા એહ.
એમ કહીને સુભદ્રાયે દોટ મૂકાવી ત્યાંય,
તતકાળ રથ તે આવિયો, અર્જુન ઊભા જ્યાંય;

અર્જુનનું રથ ઉપર આરોહણ અને અશ્વને મંત્રની પ્રેરણા.

પાર્થ પ્રત્યે સુભદ્રા ત્યાં વદે એમ વચન:
"શીઘ્ર થઈ હાંવા રથ ઉપર બેસીએ સ્વામીન !" ૧૧૮૦
એવું સુણતાં પીછી, કરડૂઓ, પાવડી જે સાર,
તે ઉરાડી સરવ નાંખ્યાં ભાવે માર્ગ મોઝાર.
રથ ઉપર બેઠા ચડી જઈને સુભદ્રાને પાસ,
અશ્વમંત્ર ઉપદેશ કરીને, ગ્રહી પોતે રાશ,
પાર્થનો ટચકાર સુણી હય ઊડિયા આકાશ. ૧૧૮૫
દારૂક એવું દેખતાં મન વિષે પામ્યો ત્રાસ.

---

પ્રા.કા. નૂપુર ૧૧૭૦ પ્રા.કા. ડચકાર ૧૧૭૧ ચાબુક પ્રા.કા ચાબખા. મારી ત. ને પ્રા.કા. માર્યા. ૧૧૭૧ દોડાવ્યા. પ્રા.કા. દોડયા દોડાવ્યામાં પ્રાણેનો ભાર રહેલો હોવાથી તેમાં ખુબી વિશેષ છે ૧૧૭૨ દારૂક પ્રા.કા. માં નથી. ૧૧૭૩ હાક પ્રા. કા. હાકો. એહ પ્રા.કા. ગ્રહો. રાખ પ્રા.કા. રાખો. ૧૧૭૫ કૃષ્ણના પ્રા.કા. કૃષ્ણ-રથના. ૧૧૭૬ જેહ સમ્યક પ્રા.કા. ઘણે. ૧૧૭૭ એમ કહીને પ્રા.કા. પછી. દોડ૦ ત. પ્રા.કા. ફા. દોટ અશ્વને મૂકાવી છે ત્યાંય. ૧૧૮૦ બેસીએ ત. બેસી. ૧૧૮૧ સુણતાં પ્રા.કા. કેહેતાં. કરડૂઓ પ્રા.કા ઝોળી. ૧૧૮૨ સરવ ફા. અરર, પ્રા.કા. સર્વે. નાંખ્યાં ફા ત. હાક્યાં ૧૧૮૩ પ્રા.કા. સુભદ્રાની. ૧૧૮૪ ગ્રહી પ્રા.કા. સાહી. ૧૧૮૫ ત. ઉડયા. ૧૧૮૬ પામ્યો પામ્યો ત. પામ્યો પામ્યો, પ્રા.કા. પામ્યા પામ્યા. ૧૧૮૭

દ્વારકાની વાહા ,ધાવાની રામ ને જાદવોની તૈયારી.

ચોકાર તે કરતો હવોઃ "ધાઓ ધાઓ રે સહુ શૂર!"
બૂમ પાડે, શીશ કૂટે, વદે વાણી ક્રૂરઃ–
"કો શીઘ્ર થઈ રામકૃષ્ણને જાણ કરો જઈ ભાઈ!
પેલો અતીત કહીએ સુભદ્રાનું હરણ કરીને જાય." ૧૧૯૦

એહવી વાણી સાંભળી, ત્યારે હવો હાહાકાર.
ઠામ ઠામથી ધસ્યા જાદવ, મળ્યા સર્વ અસવાર.
ધનુષ્યબાણ ગદા ગ્રહીને, ધનંજય ભણી જાય,
સાંગ, ફરશી, ત્રિશૂળ આદિ, પરિઘ લેઈ કો ધાય.
"કહે નવ જાયે જોગી જીવતો, જે કરે એવાં કામ." ૧૧૯૫

તે સમે પુરમાં જાણ થયું દોડ્યા કેશવરામ.

વલણ.

દોડ્યા કેશવરામ આવ્યા, સૈન્ય સહી અર્જુન ભણી રે;
વૈશપાયન કહે જનમેજયને। કથા કહું હવે તે તણી રે.



---

જઈ ફા રે. ૧૧૯૦ કહીએ પ્રા.કા. કહેજો. ૧૧૯૧ સાભળી ત્યારે પ્રા.કા. સાંભળીને. ૧૧૯૨ ત. સ્વાર ૧૧૯૪ ત. લેઈને કો ફા. મા નથી ૧૧૯૬ થયૂ ત. ફા થયાં. ને ફા. તવ. ૧૧૯૮ વૈશપાયન–પ્રા.કા. 'વિપ્ર પ્રેમાનંદ" કહે હાવા ૧૧૯૭ પ્રા.કા. ૧ લી ત. ફા દોડ્યા કેશવરામ રે આવશે અરજુન ભણી. ઉપર પ્રા.કા નો પાઠ સ્વીકાર્યો છે.

## કડવું ૨૩ મું.

બલરામના બખાળા અને કૃષ્ણને ઉદ્બોધ.

રાગ આંદોલ ગોડી.

"સ્વામીજી !" સેવક બોલ્યા નામી શીશ રે, રીસ રે કરી મન અતિ ઘણી રે.
"સ્વામીજી" શું બેઠા થઈ નચિંત રે, સુભદ્રાનું હરણ હવું વારે નૃપમણિ ! રે. ૧૨૦૦

ચાલ.

" વાટમાંથી હરી ગયો આંહી રહેનો જોગી જેહ,
રથ ઉપર બેઠો ચઢી, સહુ વેષ મૂક્યો તેહ "
એવી વાણી સાંભળી, બલભદ્રને ચઢી રીમ,
ક્રોધ—અગ્નિ જ્વાળા પ્રકટી, જઈને લાગી શીશ.
કોપે લોચન રક્ત થયાં, અને ધ્રૂજવી નિજ કાય, ૧૨૦૫
વચન સુણી વિષધર પેરે રામ વ્યાકૂળ થાય.
ક્રોધ કરીને વાણી કહીઃ " સજ્જ કરો સેના, સાથ,
હું સિંહના મુખમાં કરણ કુમતિ દુષ્ટ ઘાલે હાથ ?"
એવાં રામનાં વાયક સાંભળી, સજ્જ થયા જાદવ જોધ;
અર્જુન સામા ધસી આવ્યા, ધરી મનમાં ક્રોધ. ૧૨૧૦
શ્રીકૃષ્ણને બળદેવ કહેઃ " તું શું બેઠો છે ભ્રાત !
ભગિનીને લઈ જાએ જોગી, થયો મહા ઉતપાત.
જુઓ એ જોગી થઇને સ્ત્રી'નો પૂર મોઝારઃ

કડવું ત્રેવીસમું. પ્રા.કા દ્વિરાલે ગોડી ૧૨૦૦ સ્વામીજી પ્રા.કાઃ અહીં નચિંત પ્રા.કા. નિશ્ચિંત પ્રા.કા. સુભદ્રાહર્ણ- વારે॰ ન ફા. પ્રા.કા ૧ લીઃ વાર માટે રે. હવું ફા. ધઽ. ૧૨૦૨ સહુ પ્રા.કા મહી ૧૨૦૪ ક્રોર॰ ફા. ક્રોધ રૂપી જ્વાલ અંજની. પ્રકટી ત પાવક; પણ તે લહીયાની ભૂલ છે. ૧૨૦૫ નિજ પ્રા.કા ત્યા. ૧૨૦૮ કુમતિ॰ ત મૂર્ખે ઘાલ્યો હાથ; પ્રા.કા દુર્મતિ ઘાલે હાથ. ૧૨૧૦ મનમાં ત મન. ૧૨૧૨ જાયે-પ્રા. કા.-માં " ગયો " છે. થાય-પ્રા. કા. માં થયો છે. ૧૨૧૩ સ્ત્રી'નો ફા સ્ત્રી હતો.

જ્યાં ખાધું ત્યાં પાખંડીએ પાત્ર ભાંજ્યું સાર.
મેં જાણ્યૂં એ બ્રહ્મજ્ઞાની, સાધુ સિદ્ધ છે સ્વામ, ૧૨૧૫
પ્રથમ મેં એ દુષ્ટના આવાં નવ જાણ્યાં કામ!"
એવું સાભળી શ્રીકૃષ્ણજીને મન ચઢયો ક્રોધ અપાર.
"અરે! બાંધવ! શું વદો છો!" એમ વદે મુરાર
"સુભદ્રા સામું જુએ એવો ભૂમિ વિષે કોણ વીર?
ચાલો તમારી સાથે આવું જઈને ઊતારૂં નીર." ૧૨૨૦
ભ્રાત સૂણતા શ્રી કૃષ્ણજી એમ વચન બોલ્યા રીસ
"હવડાં જઈ તે અધર્મીનૂં સદ્ય છેદૂં શીશ."

રામકૃષ્ણ અને યાદવોની યુદ્ધ માટે સજ્જતા.

સારથીને આજ્ઞા કરી તે લાવિયો રથ સાર,
મન ક્રોધ આણી રામ કેશવ બન્ને થયા અસ્વાર.
દુદુંભી, નિશાન, બણુગાં, નફેરી, રણતૂર, ૧૨૨૫
રામકૃષ્ણની સાથે સૈન્ય ચઢ્યૂ સાગરપૂર.
હળમૂશળ લઈ રામ ધાયા, સારંગ લેઈ રણછોડ
(એમ) આપઆપણા આયુધ લેઇને ધસ્યા છપ્પન ક્રોડ
ઉગ્રસેન, અક્રૂર, ઉદ્ધવ, સાત્યકી, બલવંત,
નાના પ્રકારનાં ગ્રહી આયુધ આવ્યા કરવા અંત. ૧૨૩૦

---

પ્રા૰ કા૰ રહી ૧૨૧૪ મોઝાર ફા૰ માહે સાર ફા૰ તાહે ૧૨૧૫ સિદ્ધ પ્રા૰ કા૰ સંત. સાધુ૦-પ્રા૰ કા૰ ૧લી "સાધુ શ્રી છે રામ' ૧૨૧૬ મે. એ ન મા૰ નથી દુષ્ટનાં પ્રા૰ કા૰ દૂષ્ટતાના. ૧૨૧૭ મન પ્રા૰ ગ૰ મા૰ નથી ૧૨૧૮ વદે પ્રા૰ કા૰ ફા૰ કહે ૧૨૧૯ ભૂમિ૦ પ્રા૰ કા૰ પ્રત ૧લી "એવુ શુ ભાખો વીર" ૧૨૨૨ જઈ ન મા૰ નથી ૧૨૨૩ તે લાવિયો ફા૰ બોલાવીઓ ૧૨૨૪ કેશવ ત કહે સર્વ ફા૰ ત બન્યો. ૧૨૧૫ બણુગા ફા૰ વાગે. ૧૨૨૬ સૈન્ય ચઢ્યૂ ફા૰ પ્રા૰ કા૰ સેના ચઢી. ૧૨૨૭ સારંગ પ્રા૰ ગ૰ ચક્ર, ફા૰ સાગ ચક્ર સર્વ વિનાશકારી હોઈને સારગ (શાર્ઙ્ગ) યોગ્ય છે ૧૨૨૮ આયુધ પ્રા૰ કા૰ શસ્ત્ર, પ્રા૰ કા૰ હુ અસ્ત્ર ૧૨૨૯ સાત્યકી પ્રા૰ કા૰

બીજા જાદવ અપરિમિત, સુરસેન, વસુદેવ,
ચોગમેથી સરવ ધાયા પાર્થ ભણી તતખેવ.
કર ગ્રહ્યાં આયુધ મહા દારૂણ, ગદા, બાણ, પ્રચંડ,
સાંગ, ફરશી, શૂળી, આદિ વજ્રલોહના દંડ,
ખડગ, ખપૂવા, કટારી, ને ઝળકની તરવાર, ૧૨૩૫
જગદીશ સાથે ચઢયા જાદવ આવ્યા કરતા માર.
અશ્વ, ગજ, રથ, વાહન તે સુભટ સર્વે અસ્વાર,
હાથ, વાંસે, આયુધ કટિમાં, પાળા તણો નહીં પાર.
સૈન્ય સર્વે સજજ કરીને દોડયા કેશવ રામ,
પારથનો રથ ચોગમાં જઈને વીંટયો તેણે ઠામ. ૧૨૪૦
હાહાકાર વરતી રહ્યો, બલભદ્ર બે ત્યા રીસઃ
"નવ જાય જોગી કુશળો અહીંથી, હણડ છે ' શીશ."
રથમાર્ગ ઘેર્યો ચોગમાંથી, મળ્યા જાદવ શૂર,
બલભદ્ર કહેઃ "એ રણે નાસે, કરો મારી ચૂર."
એવી વાણી સુણી રામની અર્જુન વિમાસે મનઃ ૧૨૪૫
'સંગ્રામ દારૂણ થશે સહી, હવે સહાય જગજીવન.'

---

સાત્યકીજે. ૧૨૩૩ ગ્રહ્યાં: પ્રતાઃ 'ગ્રહો'. ૧૨૩૪ શૂળ ફા ત્રીશૂલ. ૧૨૩૬ આવ્યા પ્રા.પ્ર. આવી. ૧૨૩૮–હાથ, વાંસે, ત. તે પ્રા.પ્ર. પ્રત ૧લીઃ "હાથવાંસી કરમાં આયુધ." (વાંસી, એ હથીઆર છે.) પણ અહીં હાથ, વાંસે અને કેડે આયુધ હોવાનો ભાવ વિશેષ યુક્ત હોવાથી આ પાઠ ઉચિત છે ૧૨૪૨ ત. ફા. કેડે નવ— કુશળો તે કુશળ ૧૨૪૩ રથ માર્ગ ત. "રથ ઘેર્યો." પણ રથ ક-રવા તેનો અર્થ ઘેરે એ । રો. યોગ્ય છે [illegible] ન. પૂર ૧૨૪૪ નાસે પ્રા. જતો નાસી. ૧૨૪૫–રામની ત "વળી રામની". વિમાસે ત. "વિચારે." ૧૨૪૬ સહાયત 'સાથે'. પણ તે અનુચિત છે. કારણ કે અર્જુન પોતાથી જ સમજતો

વલણ.

"હવે સહાય શ્રીકૃષ્ણજી,' એમ અર્જુન મન ચિંતા કરે રે,
તેણે સમે પછી પાર્થ પ્રત્યે સુભદ્રા શું ઊચરે રે?



## કડવું ૨૪ મું.

સુભદ્રાનું અર્જુનને યુદ્ધનું પ્રોત્સાહન.

રાગ ગોડી.

સુભદ્રા એમ બોલે વાણ: "સાંભળો સ્વામી! ચતુરસુજાણ!
રખે ધીરજપણું પરહરો, રણમાં યુદ્ધ એ સાથે કરો. ૧૨૫૦
રથ વિષે આયુધ છે જેહ, શીઘ્ર આપ ચઢાવો તેહ;
મારો જાદવને બળવંત! સદા સહાય તમને ભગવંત.
મુજને છે સાચો વિશ્વાસ, સામા નહીં વઢશે અવિનાશ.
તમારું બલ પરાક્રમ હોય જેહ, રામને દેખાડો તેહ."
સુભદ્રાનાં સુણી વચન, વળતી વાણી વદે અર્જુન: ૧૨૫૫
"હું કોથી નવ પામું બીક, મુજથી રણે નથી કો અધિક,
એ સર્વને હણું ક્ષણ આજ, (પણ) શ્રીકૃષ્ણની રાખું છઉં લાજ."
ત્યારે સુભદ્રા કહે: "નાથ! એક વાર દેખાડો હાથ.
રથ વિષે છે પ્રૌઢાં આયુધ, ગ્રહી, કરો જાદવશું જુદ્ધ.
કૃષ્ણ તમ સાથે ન કરે સંગ્રામ, તમ સાથે કોપ્યા શ્રી રામ." ૧૨૬૦

---

હતો કે તેને પોતાને તો શ્રીકૃષ્ણની પૂરી ઓથ છે. કડવું ચોવીસમું. ૧૨૪૯ બોલે ફા. પ્રા કા. બોલ્યાં ૧૨૫૪ વઢશે ત ફા. ચઢે. ૧૨૫૬ કો ત "કોઇ." ૧૨૫૭ પણ૦ પ્રા કા. "લાજ કૃષ્ણની રાખુ છું આવ" આજ પ્રા કા. માય ૧૨૫૯ ત. આ રથ. ગ્રહી ત. પ્રા.કા ફા કર ગ્રહી. પ્રા.કા. યાદવ યુદ્ધ. જુદ્ધ ત. જુધ. ૧૨૬૦. કૃષ્ણ ત. "શ્રી કૃષ્ણજી." સાથે પ્રા કા. ઉપર. કોપ્યા પ્રા કા. 'કોપ્યા

### અર્જુનની રીસ અને ધનુષટંકારવ.

એવાં વચન નારીનાં સુણી, ચઢી રીસ પાર્થને ઘણી,
લેઈ ધનુષ્યનો કીધો ટંકાર, વરત્યો રણમાં હાહાકાર.
સામા આવ્યા કેશવરામ, પારથશું કરવા સંગ્રામ.
અરજુન હરિને દે મુખ ગાળ, મનમાં સમરે શ્રી ગોપાળ.
"જો જો! ધૂર્ત્ત જાદવ સર્વ, રામકૃષ્ણનો ટાળું ગર્વ," ૧૨૬૫
એમ કહી ધનુષ્યે ચઢાવ્યું બાણ, રામકૃષ્ણ ઉપર નિર્વાણ.
એવું દેખી કૃષ્ણજી ને રામ, ક્રોધાક્રાંત થયા તેણે ઠામ.

### બળદેવના હાકોટાથી ચારે કોર મારમાર.

બલિભદ્રજી વાણી ઊચરે, જાદવ સર્વકો શ્રવણ ધરે:
"હજી શું જુઓ છો શૂર! મૂકો બાણ, (મારી) કરો ચાચૂર."
એવી વાણી સુણી નિર્વાણ, ચોગમથી છૂટવાં બાણ. ૧૨૭૦
મોગળ, મુદ્ગર ને તરવાર, રથ પાસે જઈ કરતા માર,
ભાલા, ખડ્ગ ને વજ્ર, ત્રિશૂળ, ખપૂઆ, તરકસ, તીર અમૂલ.
પારથ પર જઈ કરતા માર, યથા મેઘ વરસે મૂશળધાર.

---

છે.' ૧૨૬૨. વર્ત્યો૦ પ્રા.કાઃ "રણમંડે થયો હાહાકાર." ૧૨૬૪ અર્જુન......
ગાળ–પ્રા.કા. પ્રત ૧લીઃ "અર્જુન વદે શામ મુખ ગાળ." પરંતુ વચન અને અ-
ન્નો વિરોધ બતાવવો કવિને યોગ્ય લાગે એ સહજ છે. સમરે ફા. સમર્યો. ૧૨૬૭
કૃષ્ણજી ને રામ–પ્રા. કાઃ 'કૃષ્ણરામ.' ક્રોધાક્રાંત પ્રા.કા. ક્રોધવંત, ત. ક્રોધાંત કાગ
૧૨૬૮ ફા. સારે. ૧૨૬૯ મૂકો૦ તઃ 'એહેનું વચન બોલવા પછી કુર;' ફા. મ
ગ્રા "કેડાણ" લખી લહીયાએ પાઠ પૂરો કીધું છે, પણ પછી આ પાઠ લખ્
છે:–કો કોની મો કાઢો કેડ્ય.' ૧૭૨ એવી૦ ફા. વચન સુણતાં માંડાં લીધ
બાણ ૧૨૭૨ કરતા ફા. કરે. માર પ્રા.કા. મારામાર પ્રા. કા પ્રત ૧૨ "ફીલમ
થી ફરે તેમ પડાય." પરંતુ આવી પુનરુક્તિ ૧૨૭૦ ની હોઈ એતાં જણાય છે.
૧૨૭૩. કાતા પ્રા.કાઃ "ત્રિશૂલ," ફા. ત્રિપિ. મૂઠગધાર ત. 'તેણી વાર:' પ્ર-

રામકૃષ્ણ અતિબળિયા જેહ, મારે આયુધ રથને તેહ.
પારથે મનમાં સમર્યા હરિ, લઘુલાઘવી વિદ્યા કરી. ૧૨૭૫
રથ, અશ્વ, સુભદ્રા સંગ, આયુધ કયમે ન ભેદે અંગ.

વલણ.

આયુધ અંગ ભેદે નહીં, લઘુલાઘવી વિદ્યાએ કરી રે,
અચળ અર્જુન રણ રહ્યા, જો કૃપા શ્રી હરિની ખરી રે.

---

## કડવું ૨૫ મું.

જાદવોના પ્રહાર અને અર્જુનની લઘુલાઘવી.

રાગ સામેરી.

વૈશંપાયન વદે વાણીઃ સુણ જનમેજય રાય !
અર્જુન ઉપર ક્રોધ આણી સુભટ સર્વંકા ધાય. ૧૨૮૦
આયુધ મારે અપરિમિત પાસે જઈ બળવંત,
બાવાજીનો રવ ઢાંક્યો, કર્યૂં મહા કલ્પાંત.
રામ કહેઃ " રે ! જોગટા ! તું રખે નાસે દિશ,
હળ, મુસળ આયુધ વડે (હવડાં) ક્ષણ માંહિ પાડું રિશ."
વચન એવાં સાંભળી, જાદવ જે ઝુઝાર, ૧૨૮૫
ચોહોગમાંથી બાણ મારે, જેમ વર્ષા મૂસળધાર.

---

કા. જળધાર. ૧૨૭૪. અતિબળિયા-પ્રા.કા: ફા. 'બળિયા બહુ.' ૧૨૭૭. લઘુ... કરી પ્રા.કા. પ્રત ૧ લી. "લીધું ધનુષ્યવિદ્યાએ કરી". પણ તે પાઠ રસ નિર્વાહ કરવા અસમર્થ છે. ૧૨૭૬ કયમે ફા. કોહોને. ૧૨૭૭ જો૦ પ્રા. કા. માં "જો કૃપા હરિએ કરી રે." કડવું પચીસમું. ૧૨૮૦ સર્વંકા પ્રા.કા. સર્વે ૧૨૮૨ કર્યૂં ફા. કરી ૧૨૮૩ જોગટા ફા. જોગીડા. દિશ ફા. પ્રા.કા. ધીર; ધીર કહીને સંબોધન ગુણ ભાવો, એ બળરામ જેવા બળાધને માટે ઉચિત નથી ૧૨૮૪ ત. વડે હવડાં રણ માંહે. ૧૨૮૫ જે ઝુઝાર પ્રા. કા. તેણી વાર. ૧૨૮૬ જેમ વર્ષા ત. મેઘ, ફા.

પારથ એવું દેખતાં, મન ચઢ્યો ક્રોધ અપાર,
મંત્રપ્રયોજિત બાણ મૂક્યું, હવો હાહાકાર,
એકધા, દશધા, લક્ષધા છૂટે શર ધનુષ્યથી જોડ,
સામાં જાતાં લક્ષધા થૈ ને, દશ લક્ષ વાજે કોડ. ૧૨૯૦
ટંકારવ કરે ધનુષ્યનો, મારે અપરિમિત બાણ,
ભલભલા જોધા પરાક્રમી, રણ વિષે તજતા પ્રાણ.
જદુ માત્ર નાઠા ચોગમાં, રણ માંહે રહ્યા ન જાય,
તીવ્ર બાણ પારથ તણાં તે સુભટ પુંઠે ધાય.

બળરામ અને યાદવોનો પેરો.

એવું દેખી રામને મન ચઢ્યો ક્રોધ અપાર, ૧૨૯૫
ધસી રથ પાસે જઈ ને કર્યો મૂસળપ્રહાર.
*લઘુલાઘવી વિદ્યા કરી, અર્જુને આવ્યો તેહ*
એવું દેખી ધરયા જાદવ, હના નાઠા જેહ
ચોગમાથી બાણ મારે, થઈ રહ્યો અંધકાર,
સામગ મેઘ દ્વાદશ જાણે, કરે વૃષ્ટિ અપાર. ૧૩૦૦
પારથ ઉપર આવી પડે, જેમ ગિરિ વિષે પર્જન્ય,
સણસણાટ કરતાં સોંસરાં શર રથને કરે છેદન.

---

વરસે ૧૨૮૮ મૂળ ફા મૂ. ૧૨૮૯ ધનુષ્યથી ત. ધનુષ્યની. પણ તે હકીકતનો ભ્રમ છે. ૧૨૮૯-૯૦ પ્રા. કા. " એક દશ શત સહસ્ત્ર, દશ-સહસ્ત્ર ધનુષ્યથી જોડ, સામા જાતા લખ થઈ, દશ લક્ષની વાધે કેડ " ૧૨૯૦ જાતા ફા. જઈ વાંહાં ૧૨૯૧ ભલભલા પ્રા. કા. ફા ભલા જોધા પ્રા. કા. ત જો. તજતા ત તજ્યા પ્રાણ. ૧૨૯૨ તે પ્રા. કા. છે તે, ત માં નથી પુઠે ફા પાછળ ૧૨૯૭ આવ્યો પ્રા. કા. " ધર્યો " પરંતુ " આવ્યો " પાઠ વધારે સંગત છે ત વિષે ૧૨૯૯ અંધકાર પ્રા. કા. હાહાકાર ૧૩૦૦ જાણે ત માં નથી ફા મા મ ત વૃષ્ટિ ત્યાંહાં પ્રા. કા. માં આ લીટી આમ છે-" રથાગળ મેઘ દ્વાદશ કરે વૃષ્ટિ જેમ કાતક અરુણ માસ, " પણ ' મેઘ સામગ વૃષ્ટિ કરે, ' એ પાઠ વીરરસની જમાવટમાં વધુ યોગ્ય છે, તેથી પ્રા. કા. નો પાઠ સ્વીકાર્યો નથી ૧૩૦૧ વિષે પ્રા. કા. ઉપર ૧૩૦૨

ફેર વીંટયો ઈંદ્રસુત, ને સુભદ્રા કહે વાણુઃ

સુભદ્રાનો અર્જુનને પ્રબોધ.

"હજી સ્વામી! શું જુઓ છો? ધનુર્વિદ્યાના જાણુ!
શસ્ત્ર દારૂણુ લેઈને રણુ વિષે મૂકો નાથ! ૧૩૦૫
એ સરવકાને નસાડો, હોયે બળ તમ હાથ."
એવું સુણીને પારથે રણુ વિષે મૂક્યાં બાણુ,
આવતાં આયુધ જદુનાં તે સરવ છેદ્યાં જાણુ.
ચોગમાંનાં બાણુ છેદ્યાં કુંતિકુંવરે એમ,
વાયુ નાંખે ઊરાડી આકાશ ઘનને જેમ. ૧૩૧૦
પારથ કેરા બાણુપ્રહારે કો નવ થોભે વીર,
સરવે સ્થાનક તજીને નાઠા રહ્યા ન કો રણુધીર.

બલરામનાં કોપવચન અને પ્રહાર.

એવું દેખી પાન્થ ઉપર કોધે ધસ્યા રામ,

---

કરે છે ફા મા આ પક્તિ–શારથીનું કરે ભેદન, હાખુ કરી છેદન. ૧૩૦૩ ફેર
.કા. ફ્રરી. વીંટયો પ્રા.કા વઝ્યો. ઇન્દ્રસુતને. ૧૩૦૫ પ્રા.કા. લઈ. મૂકો નાથ
કા મૂકીએ મમ નાથ ૧૩૦૬ હોયે ત. ફા. પ્રા.કા જો ૧૩૦૪ ન. ફા. પ્રા કા.
રે સુભદ્રા—. ૧૩૦૭. રણુ વિષે. પ્રા.કાઃ "રથ ઉ ર." એ પાઠથી 'શત્રુના
ઉપર' એવો અર્થ કરાવવો પડશે ૧૩૦૮. જદુના ને ત ફા જદુનાયે. પ-
( આ પાઠ ઉપયુક્ત નથીઃ કેમકે અર્જુને યાદવના, માગર પક્ષ, બાણુ કાપ્યાં
રો ભાવ તરત આવવો જોઇએ તે આથી આવતો નથી વગે ૧૩૦૯ થી લીધી
જ ભાવને ટેકવી રસ જમાવે છે ૧૩૦૯ છેદ્યા ફા. છૂટે જેમ પ્રા.કા. જેહ,
૧૦. ઉરાડી૦ ફા ઊરાડી આકાશથી ઘન જેમ. પ્રા. કા–"ઉડાડી આક વર્ણી
ને જેહ." તેનો ટીકાકાર 'આક–આકડાના તૂરને તથા મેઘને જેમ વાયુ ઉરાડી
મે' એવો અર્થ આપે છે પરંતુ પહેલી પંક્તિમાં ત "એહ" ને આ પં-
માં "જેહ" એ પાઠ આપે છે. તેથી "જેમ" પદને અભાવે તેનો સરખા-
ીનો અર્થ બંધબેસતો નથી, તેમ ફા. પ્રતિનો પાઠ સ્વીકૃત પાઠને ટેકે છે.
૧ કો પ્રા કા. કોઇ. ૧૩૧૨ ત. સરવ રથાં તે નાઠાકા ૧૩૧૩ કોધે ધસ્યા

અર્જુન સામા આવિયા, ફરી માંડયો સંગ્રામ.
રામ કહે રે: "ચેત જોગી! હવે તું આ વાર. ૧૩૧૫
મૃત્યુ આવ્યું તારે શીરે, માનજે નિરધાર"
"આ વાર નહીં તું ઊગરે," એમ વચન બોલ્યા રામ.
"અરે પાપી! અધર્મી! તુને સદ્ય મારૂં ઠામ,"
એમ કહી સન્મુખ આવ્યા, આયુધ ગ્રહી બળદેવ.
(ત્યારે) કાળ રૂપી બાણ અર્જુને ચઢાવિયું તતખેવ. ૧૩૨૦
હળમુસળ આયુધ ગ્રહીને, રામ આવ્યા પાસ,
એ જુધ દેખી ગગનમાંથી અમર પામ્યા ત્રાસ.
હળધરે જઈ પારથ ઉપર કર્યો મૂસળપ્રહાર;

બલરામને આવેલી મૂર્છા.

પછી અર્જુને બાણ મૂક્યું, હવો હાહાકાર.
બલિભદ્રને જઈ બાણ વાગ્યું, થયા મૂર્છિત રામ. ૧૩૨૫
(ત્યારે) હાહાકાર વર્તી રહ્યો રણ વિષે તેણે ઠામ.
તેણે સમે પછી રામ પાસે, આવિયા મુરાર.
એક મુહૂર્તમાં ટળી મુરછા, રામ થયા હુશીઆર.
અરજુન ઉપર તે ધસ્યા વળી, મનમાં આણી રીસ;
તેણે સમે પછી રામશું એમ વદે શ્રી જગદીશ: ૧૩૩૦

કૃષ્ણનું સાત્વન અને અર્જુનનું ઓળખાણ.

"અરે બાન્ધવ! કહું છઉં તે સુણો મારી વાત:

---

પ્રા.કા. "વેગે ધાયા." ૧૩૧૪ માંડયો ફા. માંડીઓ, પ્રા.ka. મંડાયો ૧૩૧૫ પ્રા. કા. ચેતજે. ૧૩૧૬ તારે શીરે ત. તાહારૂ સહી. ફા માનજે તું. ૧૩૧૭ વાર પ્રા. કા. વારનો. ૧૩૧૮ પ્રા.કા આ ઠામ ૧૩૨૦ ત. બાણ એક, ચઢાવિયું ત. કાઢીઉં. ૧૩૨૨ પ્રા.કા. અમર સહુ. ૧૩૨૩ પ્રા.કા. મા આ પંક્તિના શબ્દો આડા અવળા છે ૧૩૨૪ મૂક્યું ફા. મુકાં. ત ત્યારે હવો. ૧૩૨૫ મૂર્છિત ફા. ત. મુરછા. ૧૩૨૬ તેણે ત. તે. ૧૩૨૭ ત. દેવ મોરાર ૧૩૨૯ રામ ત. પ્રા. કા. હળધર. ૧૩૩૦ એમ પ્રા.કા. મા નથી. ૧૩૩૧ છું તે ફા તમને ૧૩૩૨ ફા. પ્રા.કા. ઉદે-

એ ઓળખ્યો મેં ઇંદ્રનો સુત, અર્જુન એ સાક્ષાત,
આપણી ફોઈ કુંતા તણો છે પુત્ર એ પાવન,
સંગ્રામે શૂરો, બળે પૂરો, ઇંદ્ર અંશ એ તંન.
રણ વિષે એને નવ જિતે કો સુભટ મહા બળવંત. ૧૩૩૫
એનાં ચરિત્ર હું સરવ જાણું," એમ કહે શ્રી ભગવંત.
"એ સમાન બીજો વર નહીં, કહું સત્ય ગાનો રામ!
જ્યારથ આપણા કુળને એ થયું ઘટતું કામ.
અથવા એથું યુદ્ધ કરતાં નહીં જિતો તમે ભ્રાત!
એ સરવને રણ મંડારીને કરે પૃથ્વીપાત; ૧૩૪૦
રથ આપતાં મેં પ્રથમ વાર્યો," વદે શ્યામશરીરઃ
"નેટ અનર્થ થયો સહી, મન વિમાસો ને વીર?"

કૃષ્ણને બળરામના કોપવચન.

એવું સુણતાં રામને મન ક્રોધ ચઢ્યો અપાર,
ભ્રાતશું એમ ક્રોધવાયક વદે તેણી વારઃ
હરિ પ્રત્યે હળધર કહેઃ 'મુને પ્રીછવે છે ગંધ! ૧૩૪૫
એટલાં વાનાં કરાવે છે, કૃષ્ણ! કાળા તુંધ."
"આગળ રહી તૂ એમ ઠગવે," વદે બાણી રામ,
"અન્યથા કો બીજો હોય તો સઘ ગારૂ ઠામ."
કૃષ્ણને તિરસ્કાર કરીને, ભ્રાત બોલ્યા રીમ,

---

સુત છે ઇન્દ્રનો સુત. ૧૩૩૪ ઇન્દ્ર પં૦ ફા એ તો ઇન્દ્રનો સતાન. ૧૩૩૭ નહીં મહૂં પ્રા.કા. નથી કો. ૧૩૩૮ ત. ફા. પઉ. ૧૩૪૦ રણ ત.માં નથી કરે પ્રા.કા. કરશે. ૧૩૪૧ વદે પ્રા.કા. એમ કહે. ૧૩૪૨ થયો ફા. થઉ. વિમાસો ને ત. ફા. વિમાસી જુઓ. ૧૩૪૪ પ્રા.કાઃ "ભ્રાત સુણ મમ ક્રોધવાયક, શું વદે તેણી વાર." ૧૩૪૫ મી પંક્તિ જોતાં તેમ જ શબ્દાન્વય લક્ષમાં રાખતાં પાઠાંતરમાં આપેલી પંક્તિ અર્થહીન લાગે છે. ૧૩૪૬ કરાવે ત. કરાવ્યાં ૧૩૪૮ અન્યથા૦ પ્રા.કા. "અન્યાય થકો બીજો કોઈ હોય." આ પાઠ અર્થયુક્ત નથી. પ્રા.કા.ના ટીકાકારે અર્થસંગતિનો પ્રયત્ન તાણી તુસીને કરેલો જણાય છે. ૧૩૪૯ કૃષ્ણને

"મહા જુદ્ધ કરી, અર્જુનનૂં જઈ હરશૂં છેદૂં શીશ.' ૧૩૫૦

કૃષ્ણે બળરામને વાર્યા.

કૃષ્ણ કહે: " એ વાત કરતાં થાશો ધીના વીર!
એક વાર ગયા સંગ્રામ કરવા, જીતર્યું ત્યાં નીર.
ફરી નવ રણ માંહે જાવૂં, મન માંહ વિચારો ભ્રાત!
એ ઇંદ્રનો સુત સર્વને મારી, કરશે પૃથ્વીપાત."
કૃષ્ણ કહે છે: " આપણી ભગિનિ જાગે છે શુભ કામ." ૧૩૫૫
એમ વિવિધ વચન કહી, હરિએ પ્રીછવ્યા શ્રી રામ.
વૈશંપાયન બોલિયા સુણ જનમેજય રાય!
અર્જુન રથ હાંકી કરી હસ્તિનાપુર (ભણી) જાય.

વલણ.

ઇન્દ્રપ્રસ્થમાં આવિયાં રથ વિષે સુભદ્રાય રે.
વદે વિપ્ર પ્રેમાનંદઃ " હરિ કહો શ્રોતાજન સુણો કથાય રે." ૧૩૬૦

---

પ્રા.કા શ્રી કૃષ્ણને. ભ્રાત૦ પ્રા.કા ભ્રાને દાખવી રીસ. ૧૩૫૨ અર્જુનનું પ્રા.કા. અર્જુનશૂં, ત. અરજુન. ૧૩૫૨ ત. ત્યારે શ્રી કૃષ્ણ કહે રે. થાશો પ્રા.કા. થશો. ૧૩૫૩ જાવૂં ફા. જાઊં. પ્રા.કાઃ " ફરી મન માંહે વિમાસો રણમાં ન જાઉં ભ્રાત." ૧૩૫૪ કરશે પ્રા.ક. કરે ૧૩૫૫ કહે છે ફા. પ્રા.કા. કહે. પ્રા.કા જાગે જાયે છે. ૧૩૫૬ ત. શ્રી હરિએ. ૧૩૫૭ બોલિયા સુણ ત. કહેવાણી. ૧૩૫૮ ત. માં આ પંક્તિ નથી; પરેથી લાગે છે, ૧૩૫૯ મી પંક્તિ જોતા તેની જરૂર છે. ૧૩૫૯ ઇંન્દ્રપ્રસ્થમાં ત. ફા પ્રા. કા. હસ્તિનાપુરમા. પાઠગ ટીક જુઓ. ૧૩૬૦. પ્રા. કાઃ-" વદે પ્રેમાનંદ હરિ કહો, શ્રોતાજન સુણો કથાય રે." તઃ-"વદે વિપ્ર પ્રેમાનંદ શ્રોતાજન સર્વથા હરિ કહો કહું કથાય રે;" ફાઃ-વદે વિપ્ર વલ્લભ

## કડવું ૨૬ મું.

અર્જુનનું ઇંદ્રપ્રસ્થગમન

રાગ સારંગ

એણી પેર બોલ્યા વૈશંપાયન સાંભળ જનમેજય રાજન !
અર્જુન આવ્યા નગર મોઝાર, સુભદ્રા સાથે છે નાર,
આવ્યા જાણીને અર્જુન, પાંડવસાથ હરખ્યો મન;
જય જયકાર વર્ત્યો પૂર માંહ્ય, કુંતાસુત યુધિષ્ઠિર જ્યાંય
હવે દ્વારિકામાં થયૂ યથા, ઋષિ કહે રાય સાંભળો કથા· ૧૩૬૫
રથ વાળ્યો જ્યારે અર્જુન, રામ પ્રત્યે કહે જગજીવન·

કૃષ્ણના ટાઢામીઠા વચન, અને બળરામનું વળેલું મન

"કહો ભાઈ ! હવે શૂ થાય ? ઊગામિયે તો ઉદર પર ઘાય.
કુંતાજીનો એ છે સુત, વિચારતાંમાં ભાસે અદ્‌ભુત
કહો હવે શૂ કરવૂ કામ ! બીજો હોય તો મારૂ ઠામ !
હૂં મનમાં વિચાર આજ, બાંધવ ! તારા મનમાં શૂં કાજ ?" ૧૩૭૦
ત્યારે રામે વાયક કહ્યું. "થનારૂં, સર્વ થઈ રહ્યૂં,
બ્રહ્માએ જે લખિયા લેખ, તે પાછા કયમ ચળે વિશેખ
હવે ફોકટ શો સંગ્રામ ?" એવી વાણી બોલ્યા રામ
"સુભદ્રાને મળવા તણી મુજને ઇચ્છા છે અતિ ઘણી.
તે માટે તુજને ગમે જેહ, બાત સર્વથા કરવૂ તેહ ૧૩૭૫

---

હરિ કહો, શ્રોતા જન શારથીક થાએ રે "કડવુ છવ્વીસમુ. ૧૩૬૧ સાંભળ ત પ્રો કા ફા. હૂં સભાળ ૧૩૬૨ આવ્યા પ્રા કા આવે હરખ્યો ત હરખ્યા, ફા આનંદ્યો ૧૩૬૪ કુંતાસુત ફા પ્રા કા ધર્મરાજ ફા છે જ્યાં હે ૧૩૬૫ થયૂ ત. મા નથી રાય પ્રા. કા માં નથી ૧૩૬૬ ત ફા પ્રા કા ત્યારે રામ પ્રા કા "ઉગામીએ ઉદર પર શૂ થાય ?" ૧૩૭૦ આજ પ્રા કા છું આય બાંધવ૦ પ્રા કા બાંધવ શું છે તમ ચિત્ત માંય ૧૩૭૧ વાયક પ્રા કા એક વાયક થનારૂં૦ પ્રા કા "થનારૂ એક સર્વે

આર્થ ઉપર નહીં મારે રીશ." ત્યારે બોલ્યા શ્રી જગદીશઃ

બેનબનેવીને વળાવવાની પહેરામણી.

"આપણે બાંધવ! કહિયે એમ, સઘળે મહિમા વાધે જેમ,
પૂંઠે પૂજા મોકલો ભ્રાત! નાના વિધની વસ્તુ જાત.
જો તમ ચિત્ત હોયે પ્રસન્ન, (તો) મોકલિયે ધન વાહન,
આપણુ સાથે જઇયે રાય! ભગનીને પૂજ્ય વળાવાય." ૧૩૮૦
એવાં વચન સુણી બળદેવ, મન પ્રસન્ન થયા તત્ખેવ
હરિવચને ઘણું હર્ષિત હતા, સામગ્રી કરે મળવા જવા.
એક લક્ષ તુરી સજ્જ કર્યા, માણેક ને હીરે પાખર્યા,
સર્વ પલાણ સોનેરી સાજ, વાગે નેપૂરના બહુ વાજ.
એક સહસ્ત્ર ત્યાં છે માતંગ, તેહનાં મદ ઝરતાં અંગ; ૧૩૮૫
અંબાડી ગજ ઉપર શોભે દેખી દેવનાં મન લોભે.
તેમાં વસ્તુ ભરી અતિ ઘણી. રત્ન, હીરા, મુગતફળ, મણિ.
સહસ્ત્ર એક રથ હેમ ઉદ્યોત, મણિ માણેકની ઝળકે જ્યોત.
વાયુવેગી હય તેને જોડયા, દોટ મૂકાવતાં જાય દોડયા;

કૃષ્ણ સાથે બળરામનું ઇંદ્રપ્રસ્થગમન.

વસ્તુ અમૂલ્ય તેમાં ભરી, આગળ કરી જાયે હલધર હરિ. ૧૩૯૦
સો ગાડાં સુવર્ણે ભર્યાં, તે સર્વે લેઈ આગળ ધર્યાં.

---

ધર્યું." ૧૩૭૫ ત. અતિ ખેદ. ૧૩૭૬ મારે તા. માહારી. ૧૩૭૮ વસ્તુ ફા. વખાણી. ૧૩૮૦ પૂજ્ય ત. ફા. પુર. ૧૩૮૧ મન ત. પ્રા.કા મન માંહ્ય ૧૩૮૨ મળવા ફા. ૭ વાંહાં. ૧૩૮૪ સાજ પ્રા.કા. ત સાર. વાગે ત. પાગે, પ્રા.કા. પગે. બહુ વાજ ત. પ્રા.કા ઝમકાર ૧૩૮૫ તેહના પ્રા.કા તે સહુનાં. ૧૩૮૬ પ્રા.કા. દેવતાનાં ચિત્ત. ૧૩૮૭ મણિ ફા પ્રા.કા ઘણી. ૧૩૮૯ પ્રા.કાઃ—"વાયુવેગી હય તેની જોડે, જાય મૂક્યા વે'તા દોટે દોડે" ૧૩૯૧ ધર્યાં ફા. પ્રા.કા. કર્યાં. ૧૩૯૨ ચાર

ચાર સહસ્ર આગળ ગાય, સોનાશીંગી, રૂપાખુરી પાય.
બીજી ધેનુ અપરિમિત સહી, બળભદ્ર કૃષ્ણ જાયે છે લેઈ.
હીરા, મણિ, મુગતાફળ જાણ, મોટાં તેહ આમળાં પ્રમાણ.
દાસ, દાસી, સેવકનો સાથ લેઇ સાથે ચાલ્યા જદુનાથ. ૧૩૯૫
બલિભદ્ર કૃષ્ણ બન્ને ભાય, બેન વળાવા સાથે જાય.
સાથે જાદવ છપ્પન કોડ, મળવા જાયે શ્રી રણછોડ.
એવી સજાઈશું બાંધવ બેહ, ઇંદ્રપ્રસ્થ જઈ પોહોત્યા તેહ.

ઇંદ્રપ્રસ્થમાં સત્કાર અને લગ્નનો આનંદ.

પાંડવને ગઈ વધામણી, (જે) આવે છે દ્વારકાનો ધણી,
પાંડવ સાથ મળે મગ્ન થયા, પ્રમનિના સમા ભયા. ૧૪૦૦
પરસ્પરે તે ભેટ્યા જઈ, માન દેઈ ઘેર તેડ્યા સહી;
ઊતારા આપ્યા શુભ ઠામ, ત્યાં ઊતર્યા કૃષ્ણારામ.
ફરી વિવાહમંડપ ત્યાં કર્યા, અર્જુન સુભદ્રાને વર્યા.
પહેરામણી કીધી જદુપતિ, સર્વ સાથ સંતોષ્યો અતિ,
સુભદ્રાને મળિવા રામ આજ્ઞા માગી જવા ગામ. ૧૪૦૫
સુભદ્રાએ કર્યા વિદાય, જાદવ માત્ર દ્વારિકા જાય.
આજ્ઞા માગી હળધર ગયા, કૃષ્ણજી પારથ પાસે રહ્યા.
અર્જુનને હરિનું હેત જ ઘણું, સદા પામ્યું પરબ્રહ્મ જ તણું.

---

પ્રા.કા. બાર ૧૩૯૩ બલિભદ્ર૦ ફા. ભ્રાત અન્યો જાયે લેઈ ત. શ્રી કૃષ્ણ. ૧૩૯૬ કૃષ્ણ ત. પ્રા.કા. કૃષ્ણજી બેન ત. પ્રા.કા. એને ૧૩૯૭ જાયે પ્રા.કા. જાય છે. ફા. રામ. ૧૩૯૮ સજાઈશું ફા. શોભા શું બેહ ફા. બન્ને તેહ ફા. સને. ૧૪૦૦ સમાજ ત. પ્રા.કા. પ્રસન્ન ફા. ત. પરબ્રહ્મ ૧૪૦૨ તેડ્યા: ફા. તેડી લાવ્યા. ૧૪૦૩ ઊતર્યા પ્રા.કા. ઉતાર્યા. ૧૪૦૪. સંતોષ્યો અતિ. "સંતોષ્યા ક્ષત્રી." ફા. રીતિ. ૧૪૦૫ રામ–પ્રા.કા: "શ્યામ". પ્રા.કા. ના ટીકાકારે એટલું પણ લેખ્યું જણાઈ નથી કે ૧૪૦૭ મી પંક્તિમાં કૃષ્ણ તો ઇંદ્રપ્રસ્થમાં રહ્યા ને અને બળરામ આદિ દ્વારકા પાછા વળ્યા એમ જણાવેલ છે; તેથી 'શ્યામ'=કૃષ્ણ, એ પાઠ

વલણ.

પાસે રહ્યા શ્રી કૃષ્ણજી, સુભદ્રા હરખે મન રે,
શ્રોતાજન ! સહુ હરિ કહો, એમ વર્યા અર્જુન રે.

---

## કડવું ૨૭ મું.

રાગ મેવાડો.

એક દાસીની અર્જુન ઉપર વૈર લેવાની વૃત્તિ.

વૈશંપાયન વાણી બોલ્યાઃ સુણુ જનમેજય રાય જી !
અર્જુન સુભદ્રાને વરતાં, સરવ લોક સુખી થાય જી.
સ્વજન મિત્ર સહુ આનંદ્યા (પણ) દુર્યોધનને રીસ જી;
શ્યામ મુખ થયાં શત્રુનાં, તે કૃપા શ્રી જગદીશ જી,
અર્જુન આવી બેઠા સભામાં, સાથે સારંગપાણિ જી. ૧૪૧૫
દેખી દાસી આવી ઘરમાં, જ્યાં બેઠાં પટરાણી જી.
પૂર્વે એક દિવસ કિંકરીને ખીજ્યા છે અર્જુન જી,
લપડાક એક મારી લઘુ વયમાં તે દાસીને રાજન જી !
તે દિવસની ક્રોધાક્રાંત છે, અર્જુન ઉપર રીસ જી.

દ્રૌપદીને ઉશ્કેરણી.

દ્રૌપદી પ્રત્યે વચન વદી જઈ દાસી નમાવી શીશ જીઃ ૧૪૨૦

---

બિલકુલ યુક્ત નથી જ. ૧૪૦૬ કર્યાં ત. માં નથી. કડવું સત્તાવીસમું ૧૪૧૨ સરવ લોક પ્રા કા. સહુ લોકને, કા સંસાર. સુખી કા સુખીઓ. ૧૪૧૩ સ્વજન૦ પ્રા. કાઃ સૈજ્જન મિત્ર સર્વ આનંદ્યા. મિત્ર ત. લોક ૧૪૧૪ પ્રા કા મન રીસ જી ૧૪૧૬ ત. પ્રા કા. દાસી એક. બેઠાં ત છે. ૧૪૧૭ પ્રા.કાઃ—"પૂર્વે એક દિવસ પ્રત્યે બોલ્યા છે અર્જુનજી." આ પંક્તિ બરોબર નથી. એક લો તે ટુંકી છે ને 'બોલ્યા' શબ્દમાં 'ખીજ્યા'નો ભાવ સચોટ ઉતરેલો નથી દિવસ ત. દિવસિ એ. ૧૪૧૯ ક્રોધાક્રાન્ત પ્રા.કા. ક્રોધાંતકાળ. ૧૪૨૦ વચન વદી જઈ દાસી પ્રા.

વનય કરીને નગ્યા શરણે, શેષને અવિનાશ;
સુભદ્રા દીજે અર્જુનને, તે માગી લેઉં તમ પાસ.
તમારૂં ચિત દુરજોધનપર, અર્જુન શું છે કાંઇ હીણૂ?
તે માટે તેહેને તેડાવીને, લગ્ન કરો શુભ દિન.
વચન પ્રભુનાં સાભળી, પછી ક્રોધ કીધો શાંત;
પારથને હળિયે તેડાવીને, મેળવ્યા ભાગી ભ્રાંત.
હવે વહેવાનો આરંભ માંડયો હરખ શું બળદેવ;
સામગ્રી બહુ કીધી શીઘ્રે, વારે ન લાગી ખેવ.
મંડપ થયા જડાવના, ચંદરવે મોતી લુંબ;
રત્ન દીપક ઝગમગે, સોહે શોભા અતિશઘી રમ્ય.
ઝરૂખા, ગોખ, તકિયા, શોભે મંડપ માંહે;
કીનાતે ચિત્ર વિચિત્ર પુતળી, બોલશે જાણે તાહે.
મંડપ છાયો મોગરે દ્વારે, તોરણ કદળી થંભ;
અગર ધૂપ સુંગધ એ રીતે વિવાહના આરંભ.
પત્ર લખીને તેડાવ્યા તે, આવ્યા સજન સહુ કોય;
છપ્પન કોડ જાદવ મંડપમાં, મળ્યા શંકર જોય.
સુભદ્રા અરજુનને પછે પરણાવ્યા રૂડી રીત;
વસુદેવે કન્યાદાન દીધું, ઊપર ઘણુંએક વિત્ત.
ઢોલના ઢમકાર થાયે, ગાયે ગીત મળી નાર,
ચોરી સારી, કંસાર ખાવા, ફેરા મંગળ વાર.
ખાજાં, ઘેબર, જલેબી, સર્વે સાથને પકવાન;
હબેતર કરી વળાવ્યા છે, વરવહુને બળરામ.
ગજ, રથ, અશ્વ ઉપર, જડિત મણિમય સાજ;
દાસ દાસી વસ્ત્ર ભૂષણ; આપી કર્યો નમસ્કાર.
સૈન્ય આપી વળાવ્યા પછી, થઇ અતિઘણી પ્રીત;
શુકદેવ કહે શુણ રાયજી, તમે પરણ્યાની પૂછી રીત.

